# હિંદુસ્તાનનો સાંક્ષિપ્ત ઇતિહાસ.

## મૂખ્યત્વે કરીને ગુજરાતી પાંચમા તથા છઠ્ઠા અને અંગ્રજી પેહેલા, બીજા તથા ત્રીજા ધોરણના વિદ્યાર્થિઓને માટે

## છપાવી પ્રગટ કર્યોછે.



**મુંબઈ મધે;**

"ફોર્ટ પ્રિંટિંગ પ્રેસ" માં કાવસજી પેશતનજીએ છાપ્યોછે.

કોટ:—પારસી બજારગેટ સ્ટ્રીટ ના૦ ૧૫

**સંવત ૧૯૩૧ સને ૧૮૭૫**

કીમત બાર આના.

# હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઇતિહાસ.

મુખ્યત્વે કરીને ગુજરાતી પાંચમા તથા
છઠ્ઠા અને અંગ્રેજી પેહેલા, બીજા
તથા ત્રીજા ધોરણોના વિદ્યાર્થિ
ઓને માટે
છપાવી પ્રગટ કર્યોછે.

---



---

મુંબઈ મધે;
"ફ્રૂટ પ્રિંટિંગ પ્રેસ" માં કાવસજી પેશતનજીએ છાપ્યોછે
કોટઃ—પારસીબજારગેટ સ્ટ્રીટ નાં૦ ૧૫

સંવત ૧૯૩૧ સને ૧૮૭૫

કીમત બાર આના.

# PREFACE.

To supply the long felt desideratum of a complete edition of the History of India in the Vernacular this little compendium is designed. In the production of this compendium the following works have been consulted :— Maurice' History of India, Dr. Pope's Text book of the History of India, and Murray's History of India, and every ambiguity, as far as possible, is avoided. The work has only been intended for the use of pupils studying the 1st, 2nd, and 3rd English, and the 5th and 6th Gujrati Standards, but it embodies such a copious store of new things as may render it not unworthy of the use of students of higher standards. As it has been usual of late with Teachers of the First Grade Anglo Vernacular Schools and other Private Schools to dictate to their pupils the [illegible] of the subject for the next turn in Vernacular, (there having been no such book to meet their wants,) to them the present work shall be acceptable, and besides, the trouble thus avoided and the time so spared, may be more advantageously made use of in

imparting to the minds of their pupils any new thing. Such a work being the first that has ever been written, it may contain several imperfections, but the author indulges in the belief of escaping criticisms, it being also his first attempt, while new instructions, modifications, and improvements on the same from the public shall receive their due welcome.

Besides the ordinary facts treated, it contains biographical accounts, administrations of Governor Generals of India, with a chronological table of the various incidents connected with the History of India, which will not be of less use to the pupils and shall also enable them to trace a whole event than mere isolated facts.

The author shall deem his labours appreciated, when the work meets, with its demand which led him to take in hand this task.

# અનુક્રમણિકા.

# હિંદુસ્તાનનો ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### મુસલમાન વિગેરેના હુમલા તથા તેમનું રાજ્ય

યુરોપના રાજવાળાઓએ કેપ ઓફ ગુડ હોપ ઓળંગી હિંદુસ્તાનમા આવવાનો માર્ગ શોધી કહાડ્યો તેની પેહેલાં મુસલમાન સરદારોએ આ દેશની લક્ષ્મિ અને મોહોટાઇથી મોહ પામીને મોટો ભાગ જીતી લીધો હતો. આથી આ શ્રીમંત અને બળવંત હિંદુસ્તાને પોતાની નબળી હકુમતને લીધે ઝાઝી સ્વતંત્રતા ભોગવી નહિં. એઓમાં પેહેલાં ઇરાનીઓએ આ દેશ ઉપર હુમલો કીધો. ઇ. સ. ૬૩૬માં આર્બસ્તાનની અંદરના ઓમેન શેહેરના હાકેમ કલીફઉમરે હિંદુસ્તાન ઉપર કેટલાએક હુમલા કર્યા, અને મોટી લૂટ મેળવી પાછો ફર્યો. વળી આઠમાં સૈકાની શરૂઆતમાં ઇરાકના હાકેમ હજાજે બસોરાના હાકેમના દીકરા મહમદ કાસીમને એક મોટા લશ્કરનો સરદાર કરી મોકલ્યો. એ ઇરાન અને બલુચીસ્તાનને માર્ગે થઇ કેટલેક દિવસે કરાંચી પાસે દિવાલ શેહેરમાં આવી પોહોંચ્યો. ધીમે ધીમે કેટલીક ફતેહ મેળવ્યા પછી આરબ લોકે એજ સરદારની હકુમત નીચે સિંધનો મુલક જીતી લીધો. ઇ. સ. ૭૫૨ માં ત્યાંનો રાજા દહિર એ લોકોની સામે લડતાં માર્યો ગયો; અને એના છોકરા જયસિંગે પણ ઘણી મુશ્કેલીથી નાસી પોતાનો જીવ બચાવ્યો. પણ આ લોકની સત્તા એ દેશમાં ઝાઝા દિવસ ટકી નહીં. મહમદ કાસમ ઉપર કંઇ આળ મૂકી ને

ને પાછો બોલાવી મારી નાંખ્યો ઇ. સ. ૭૧૪; અને એજ વખતે સિંધમાં આરબોની સત્તાનો અંત આવ્યો. જયસિંગ જે નાસી ગયો હતો તે પાછો સિંધમાં આવ્યો અને જે આરબ રહ્યા હતા તેમને હાંકી કાહાડી પોતાનું રાજ પાછું હાથ કર્યું. ત્યાર પછી બસેં વર્ષ સુધી એના વંશજોએ શાંતીથી રાજ કર્યું. તાતાર દેશની એક જાત જેને સામનીઝ કહેતા હતા, તેઓ ખોરાસાન માં રાજ ચલાવતા હતા; અને અબદુલમુલ્ક તેમનો રાજા હતો. એ રાજાનો એક ગુલામ જેનું નામ અલપ્તગીન હતું. તે ખોરાસાનનો હાકેમ થયો. એ રાજાની રાજધાનીનું શેહેર બોખારા હતું. એના મરણ પછી કાબુલથી ૮૦ મૈલ દુર ગિજની શેહેરમાં એણે સ્વતંત્રપણે રાજ કરવા માંડયું. એ અ-લપ્તગીન તથા એનો છોકરો મરણ પામ્યા ત્યાર પછી સબકત-ગીન નામે તેનો ગુલામ તેની ગાદીએ બેઠો. એણે ૨૦ વર્ષ રાજ કર્યું. લાહોરના રાજા જેપાળે એની ઉપર ચડાઇ કરી હતી, પણ તે નિષ્ફળ ગઇ. પાછળથી એણે દિલ્લી, લાહોર અજમેર, કલીંજર ને કનોજ વગેરેના રાજાને હરાવ્યા. ત્યાર પછી એ મરણ પામ્યો અને ઇ, સ. ૯૯૬ માં એનો છોકરો મહમદ એની ગાદીએ આવ્યો.

ગિજની વંશનો પેહેલો બાદશાહ સુલતાન મહમદ ઇ. સ. ૯૬૭ માં જન્મ્યો હતો. એ ખોરાસાનનો હાકેમ સબકતગીનનો છોકરો હતો. આ વખતે હિંદુસ્તાન દ્રવ્યથી ભરપુર હતું તે હાથ કરવું, તથા મુર્તિપૂજક ધર્મ તોડી ઇસલામી ધર્મ ફેલાવવો એવા હેતુથી એણે હિંદુસ્તાન ઉપર બારવાર ચડાઇ કરી.

## પેહેલી સ્વારી ઈ. સ. ૧૦૦૧

આ વખતે એણે ૧૦૦૦૦ વીણી કાઢેલા સ્વારો લઇને પેશાવરની નજદીક લાહોરના જેપાળ રાજા ઉપર સ્વારી કરી, ને તેને હરાવ્યો. એ રાજાને એક વખત સબક્તગીને હરાવ્યો હતો અને બીજી વખત મહમદે હરાવ્યો: તેથી પોતાની આબરૂ ધુળ મળી ગઈ એમ સમજી પોતાને હાથે ચેહ ખડકી બળી મુઓ.

## બીજી સ્વારી ઈ. સ. ૧૦૦૪

આ લડાઇમાં એણે ભાટીઆના રાજાને મુલતાનની પાસે હરાવ્યો.

## ત્રીજી સ્વારી ઈ. સ. ૧૦૦૫

આ લડાઇમાં એને મુલતાનના સરદાર અબદુલ ફાટેલોદીને હરાવ્યો.

## ચોથી સ્વારી ઈ. સ. ૧૦૦૮

આ વખતે એને અટકાવવાને લાહોરનો રાજા અનંગપાળ પોતાના મોટા લશ્કર સહીત દિલ્હી, કનોજ, ઉજ્જન, ગ્વાલ્હેર, કલોંજર અને અજમેરના રાજાને લઇને આવ્યો, અને લડાઇ થઇ તેમાં બંને તરફવાળાઓનાં ઘણાં માણસ મરણ પામ્યાં: પણ કોઇની પૂરેપૂરી ફતેહ થઈ નહીં. એટલામાં અનંગપાળનો હાથી આગના ગોળાથી ચમક્યો અને પોતાના સ્વારને લઇને રણભૂમીમાંથી નાઠો. પછી જ્યારે તેના લશ્કરના માણસોને માલમ પડ્યું કે અનંગપાળ જતો રહ્યોછે ત્યારે તેઓએ એવું અનુમાન કર્યું કે પોતાનો જીવ બચાવવા નાઠો હશે,

તેથી તેઓમાં ફૂટપડી અને સઘળા જીવ લઇને નાઠા; પણ મહમદના લસ્કરે તેમની પુઠ પકડી અને તેમનામાંના ઘણાકને મારી નાંખ્યા. આ લડાઇ થયા પછી મહમદ ભીમગરના કિલ્લા તરફ ધસ્યો કારણ કે એ લડાઇમાં કરેલી સઘળી લૂટ પ્રકરનો પૈસો તેણે ત્યાં એકઠો કર્યો હતો. આ સઘળી દોલત લઇને તે ઘિજની તરફ ગયો.

## પાંચમી સ્વારી ઈ. સ. ૧૦૧૦

આ સ્વારીમાં મહમદે મુલતાન લીધું.

## છઠ્ઠી સ્વારી ઈ. સ. ૧૦૧૧

આ સ્વારી એણે જમનાં અને સરસ્વતી એ બે નદીઓની વચ્ચે આવેલા થાનેસ્વરના દેરા ઉપર કરી; અને જંગસુમ સિવાયની સઘળી મૂર્તિઓનો નાશ કર્યો; અને એ મૂર્તિને ઘિજની લઇ ગયો, અને ત્યાં જઇ તેના પણ કટકા કર્યા.

## સાતમી અને આઠમી સ્વારી ૧૦૧૪—૧૫

આ બને સ્વારીઓ એણે કાશ્મીર ઉપર કરી પણ તેમાં એને ઘણું દુઃખ ખમવું પડયું.

## નવમી સ્વારી ઈ. સ. ૧૦૧૭

આ વખતે એ ૧૦૦૦૦૦ ઘોડેસ્વાર તથા ૨૦૦૦૦ પાયદળ લઇને પેશાવરથી નિકળયો; અને પંજાબ ઓળંગી કનોજ આગળ આવી પોહોંચ્યો. આ વખતે હિંદુસ્તાનના દેશી રાજ્યોમાં કનોજ ઘણું ચઢીઆતું ગણાતું હતું, તેમાં પૈસો

પણ ઘણો હતો, અને તેનો રાજા પોતાને હિંદુસ્તાનનો શેહેન-શાહ કેહેવડાવતો હતો. પણ મહમદ ઉપર ફતેહ મેળવવાની તેને આશા ન રહી, તેથી તેને શરણે થયો. મહમદ ત્રણ દીવસ ત્યાં રહ્યો અને કંઇ નુકશાન કર્યા વગર પાછો વળ્યો. પછી હિંદુઓના દેવ કૃષ્ણની જન્મભૂમી મથુરાં તરફ ગયો અને ત્યાંની સોના તથા ઝવેરથી મઢેલી મૂર્તિનો નાશ કરી સઘળો ખજાનો ઊંટ ઊપર લાદીને તથા ૫૩૦૦૦ કેદીઓ પકડીને ઘિઝની ગયો અને ત્યાં જઇ તેમને બબે રૂપૈએ વેચ્યા.

## દસમી તથા અગીઆરમી સ્વારી

## ઈ. સ. ૧૦૨૨—૨૩

કનોજરના રાજા અનંગપાળનો છોકરો નંનદા બીજા જે પાળની તથા આસપાસના કેટલાએક રાજાની મદદ લઇ મહમદની સામે થયો પણ તેણે તેને હરાવ્યો; અને લાહોરમાં એક લશ્કર રાખ્યું તથા એક સૂબો ઠેરવ્યો.

## બારમી સ્વારી.

આ છેલી સ્વારી એણે ગુજરાતમાં સોમનાથના દેરા ઉપર કરી. એ અજમેરથી નીકળી ગુજરાતની અસલી રાજધાની અણહિલવાડ સુધી વગર અટકાવે આવી પોહોંચ્યો. એ દેરાનો બચાવ કરવાને સઘળા રજપૂત રાજાઓ તથા ગુજરાતના સઘળા મુખ્ય સરદારો આવ્યા હતા. એ લડાઇ ત્રણ દીવસસુધી ચાલી તેમાં આખરે રજપૂતો હાર્યા; અને મહમુદે દેરામાં પેસી મુર્તિનો નાશ કર્યો. એ મુર્તિને સ્નાન કરવાસારૂ એક હજાર માઇલથી ગંગા નદીનું પાણી લાવવામાં આવતું હતું. ત્યારપછી કુમારપાળ જે ઇ. સ.

૧૧૬૬માં મરણ પામ્યો તેના વખતથી નજદીક સો વરસસુધી એ દેરાની મરામત ચાલી હતી. મહમદ પોતાની ૬૩ વર્ષની ઉમ્મરે ઇ. સ. ૧૦૩૦ ના અપ્રેલ મહિનાની ૨૯ મી તારીખે મરણ પામ્યો. પોતાના મરણની પેહેલાં પોતે એકઠી કરેલી દોલત જોઇને ઘણું રોયો કેમકે તે સઘળી તેને મૂકીને જવું પડ્યું એ વિદ્યા, હુન્નર તથા ખેતીવાડીને ઘણું ઉત્તેજન આપતો હતો. એણે એક મદ્રેસા સ્થાપી હતી એના વખતમાં ફીરદુશી શાહ-નામાનો બનાવનાર વગેરે બીજા વિદ્વાનો થઇ ગયા એને આ ઇકોનોક્લસ્ટ એટલે મુર્તિનો તોડનાર કહે છે. એણે એક મ-સીદ બંધાવી હતી જેને સોલિસચિઅલ બ્રાઇડ કહેતા.

## મહમદના વંશજો.

સુલતાન મહમદ પછી તેનો છોકરો મહમદ ગાદીએ બેઠો. પણ ઇ. સ. ૧૦૩૧ માં એના ભાઈ મસઉદે એને ગાદી ઉપર-થી ઉઠાડી મુકી પોતે બેઠો; અને પોતના ભાઇની આંખો ફોડી નાંખી. વળી ઇ. સ. ૧૦૩૯ માં સેલજક જાતના તુર્ક લોકોએ એને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો, અને એની આંખો ફોડી નાંખી એના આંધળા ભાઇ મહમદને પાછો ગાદી ઉપર બેસાડયો. પણ ઈ. સ. ૧૦૪૦ માં એના ભાઇ મસાઉદ ના છોકરા મોદુદે એને પાછો ગાદી ઉપરથી ઉઠાડી પોતે બેઠો. આ પ્રમાણે સુલતાન મહમદની પછી તેના કુટુંબમાં કુસંપ ચા-લ્યો તેથી મહમુદે જે હિંદુઓની જગાઓ લીધી હતી તે તેઓએ પાછી હાથ કરી લીધી, અને લાહોર સિવાય સઘળી જગાએથી મુશલમાનોને હાંકી કાઢયા. એ વંશનો એક રાજા બેરામ જેણે ઇ. સ. ૧૧૧૮ થી ૧૧૫૩ સુધી રાજ ભોગવ્યું તેણે

પોતાની છોકરી કુતબુદ્દીનશુર નામે એક ગોરના ઉમરાવ સાથે પરણાવી પણ પાછળથી તેની સાથે કંઈ વાંધો ઊઠવાથી તેણે તેને મારી નંખાવ્યો. આથી તેના રાજ્યમાં બખેડો ઊઠયો જેથી બેહરામને તેની રાજધાનીના શેહેરમાંથી નાસી જવું પડયું; પણ પછવાડેથી ફોજ જમાં કરી તેમની સામે થયો, ને ગિઝની શેહેર પાછું સર કર્યું; અને સૈફુદ્દીનને ઘાતકી રીતે મારી નંખાવ્યો. આથી એના ભાઈ અલાઉદ્દીન જેને દુનિઆંનો બાળનાર કહે છે તેને ગુસ્સો ચઢયો અને બંડ મચાવ્યું, અને ગિઝની શેહેર સર કરી સાત દીવસ સુધી પોતાના લશ્કર પાસે લુંટાવ્યું. સુલતાન મહમદે જે મોટી ઈમારતો બંધાવી હતી તેનો તેણે નાશ કર્યો. આથી બેહરામને હિંદુસ્તાન તરફ નાસવું પડયું અને નાસતાં રસ્તામાં મરણ પામ્યો. એ બેહરામનો છોકરો ખુશરૂ જે લાહોરમાં રાજ્ય કરતો હતો તેની સામે પણ અલાઉદ્દીનના ભાઈ મહમદે લડાઈ કરી અને તેને હરાવીને તેને તથા તેના સઘળા કુટુંબને ઈ. સ. ૧૧૮૬ માં મારી નંખાવ્યાં. એ રીતે ગિઝની વંશનો છેડો આવ્યો અને ગોરી વંશના હાથમાં ગાદી ગઈ.

## ગોરીવંશ ઈ. સ. ૧૧૭૬-૧૨૦૬

### મહમદ ગોરી ૧૧૭૬—૧૨૦૬

શાહાબુદ્દીન અથવા મહમદ ગોરીએ એના ભાઈ અલાઉદ્દીન ગોરીના વતી ગિઝનીમાં રાજ્ય કર્યું. એનું રાજ્ય ઈ. સ. ૧૧૭૬—૧૨૦૬ સુધી ચાલ્યું. એણે બેહરામના દીકરા ખુશરૂને લાહોરમાંથી હાંકી કહાડયો અને તે રાજ્ય ઈ. સ. ૧૧૮૬માં પોતાને હાથ કર્યું. ત્યાર પછી ઈ. સ. ૧૧૯૧ માં એણે અજમેર ઉપર ચઢાઈ કીધી પણ ત્યાંના રાજા પૃથુરાજે તેને પાનીપત આગળ હરાવ્યો. પછી ઈ. સ. ૧૧૯૩ માં એક મોટું લશ્કર

લઇ તે પૃથુરાજની સામો થયો. આ વખતે પૃથુરાજને દિલ્લીના રાજાની મદદ મળી હતી. તે છતાં તે થાનેશ્વર આગળ હાર્યો, અને માર્યો ગયો. એણે ઇ. સ. ૧૧૯૪માં દિલ્લીના રાજાને હરાવ્યો, અને પોતાના તુર્કિ ગુલામ કુતબુદ્દીનને ત્યાંનો સુબો બનાવ્યો. એજ વર્ષમાં કનોજના રાઠોડ રાજાને હરાવ્યો અને બનારસ તરફ જઇ ત્યાંનાં સઘળાં દેરાંની મુર્તિનો નાશ કરી તથા ઘણી લુટ મેળવી પાછો ફર્યો. સુલતાન મહમદની માફક એણે હિંદુસ્તાન ઉપર નવ વખત ચઢાઈ કીધી. છેલી સ્વારી કર્યા પછી ઘિજની તરફ પાછાં ફરતાં સિંધુ નદીને કાંઠે છાવણી નાંખી સુતો હતો, તે વખતે પંજાબની ઉત્તર તરફના પાહાડોની એક ગકર્સ જાતની ટોળી તેના તંબુમાં પેઠી. અને ચોકીવાનને મારી તેને મારી નાંખ્યો ઇ. સ. ૧૨૦૬.

## ગુલામી વંશ ૧૨૦૬—૧૨૮૮

### કુતબુદ્દીન ૧૨૦૬—૧૨૧૦

આ વંશનો પહેલો બાદશાહ કુતબુદ્દીન હતો. એ નીસાપુરના રેહેવાસીનો ગુલામ હતો. એની બુદ્ધી ઘણી ચંચળ માલમ પડવાથી એને વિદ્યા ને હુન્નર શિખવવામાં આવ્યાં હતાં. એના ધણીના મરણ પછી એને શાહબુદ્દીન ગોરીએ વેચાતો લીધો અને ઘણો વફાદાર, વિશ્વાસુ તથા હિંમતવાન માલમ પડવાથી તેને દિલ્લીનો સૂબો કર્યો. એણે વીસ વરસ સુધી ત્યાંની હકુમત વાજબી રીતે કરી, અને ઇ.સ. ૧૨૦૬માં શાહાબુદ્દીનના મરણ પછી પોતે ગાદી ઉપર આવ્યો. એ શાહબુદ્દીનના એલદોઝ નામના એક બીજા ગુલામે કાબુલ તથા કંદહાર લઈ લીધાં. કુતબુ-

દ્દીન ઘણો પ્રમાણીક, ઉદાર તથા દયાળુ હતો. એની બક્ષીસો એટલી બોહોળી હતી કે કોઇ પણ માણસની ઉદારતા વિષે બોલતાં એનું નામ લીધામાં આવેછે જેમકે "આ માણસ કુતબુદ્દીન જેવો ઉદાર છે." એણે દિલ્લીમાં એક મિનારો બંધાવ્યો તેને "કુતબમિનાર" કહે છે. એ ઇ. સ. ૧૨૦૬માં મરણ પામ્યો. એની પછી એનો છોકરો આરામ ગાદીએ બેઠો.

## આરામ ૧૨૧૦-૧૧—

એ કુતબુદ્દીનનો છોકરો હતો. એને એના બનેવી અલ્તમસે ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો ને પોતે ગાદીપર બેઠો. એ ઘણો નબળો હોવાથી એના વખતમાં દરેક ઠેકાણે બળવા ઉઠયા.

## અલ્તમસ ૧૨૧૧—૩૬

એ એક તુર્કિ ગુલામ હતો. એને કુતબુદ્દીનને વેચવામાં આવ્યો હતો. એ ઘણો હિંમતવાન હોવાથી આગળ જતાં મોટી પદ્વીએ ચડયો અને આખરે કુતબુદ્દીને પોતાની છોકરી એની સાથે પરણાવી. ઇ. સ. ૧૨૧૭માં તુર્કિ લોકોના સરદાર જંઘીસખાંએ હુમલો કીધો, અને બંગાળા, બાહાર ગ્વાલ્હેર, ઉજ્જન અને માળવા જીતી લીધાં, અને વિક્રમાજીતનું બાવલું ભાગી નાંખ્યું. એ ઇ. સ. ૧૨૩૬ માં મરણ પામ્યો. એના પછી એનો દીકરો રૂકનુંદીન ગાદીએ બેઠો.

## રૂકનુંદ્દીન ૧૨૩૬—૧૨૩૬

એણે માત્ર સાત મહિના રાજ કર્યું એટલામાં એની બેન રજીઆ બેગમે એને ગાદી ઉપરથી ઉઠાડી મુકયો.

## રજીઆબેગમ ૧૨૩૬—૧૨૩૯

એ ઘણી ખુબસુરત, ભણેલી અને ચાલાક સ્ત્રી હતી. જ્યાં-રે અલતમસે ગ્વાલીયરના કિલ્લા ઊપર હુમલો કીધો હતો ત્યારે પોતાનું રાજ એને સોંપી ગયો હતો. એણે કેટલાએક દિવસ સુધી પોતાનું રાજ બહાદુરીથી ને નીતિરક્ષાને ચલાવ્યું; પણ પાછળથી જમાલ નામના ગુલામ સાથે પ્યારમાં પડવાથી એના રાજમાં બખેડા થયા; અને એક આલતુનીઆ નામના તુર્કિ સરદારે તેને કેદ કરી. અને જ્યારે તેની સાથે પરણવાનો તેણે કોલ આપ્યો ત્યારે તેણે તેને છોડી મુકી. ઇ. સ. ૧૨૩૯ માં તેના ભાઇ બેહેરામે તેને પાછી કેદ પકડી મારી નંખાવી.

## બેહેરામ ૧૨૩૯—૧૨૪૧

એ નબળો અને ઘાતકી રાજા હતો. ઇ. સ. ૧૨૪૧ માં મોગલ લોકોએ લાહોર ઊપર હુમલો કર્યો તેમાં એ કેદ પકડાયો અને માર્યો ગયો.

## મસાઊદ ૧૨૪૧—૧૨૪૪

એ રૂકનુદ્દીનનો છોકરો હતો, અને ઘણો ઘાતકી તથા વિષયી હતો. એના વખતમાં મોગલ લોક બેવાર ચઢી આવ્યા પણ તેમને તેણે હાંકી કાઢ્યા. ઇ. સ. ૧૨૪૪ માં અલતમસના છોકરાના છોકરા નાસરૂદ્દીન મહમદે તેને ગાદી ઊપરથી ઊઠાડી મુકી પોતે બેઠો.

## નાશરૂદ્દીન મહમદ ૧૨૪૪—૧૨૬૬

એણે એના ભાઇ બેનને કેદ કર્યાં હતાં. એ વિદ્યાને ઊતે

જન આપતો, પોતાની રૈયતનો બચાવ કરતો ને ગરીબનો મિત્ર હતો. એ પોતાનો સઘળો વખત અભ્યાસ કરવામાં ગુજારતો. ગ્યાસુદ્દીન બુલબુલ જે અલ્તમશનો તુર્કિ ગુલામ હતો તે એનો મુખ્ય પ્રધાન હતો. એના રાજ્યનો સઘળો વહીવટ એજ ચલાવતો હતો. નાસરૂદ્દીન પોતાના વજીરની છોકરી સાથે પરણ્યો હતો. એ એક મોટા રાજનો ધણી હતો તે છતાં પોતાનો સઘળો ખરચ ચોપડી લખી ચલાવતો, અને કોઇ ચાકર નહીં રાખતાં પોતાના ઘરનો સઘળો વહીવટ પોતાની સ્ત્રી પાસે કરાવતો એવો સાદો હતો.

## ગ્યાસુદ્દીન બુલબુલ ૧૨૬૬—૧૨૮૬

નાશરૂદ્દીન મહમદના વખતમાં એણે ઘણી સારી રીતે રાજ્ય ચલાવ્યું હતું તેથી તેના મરણ પછી ઉમરાવોએ એને ગાદી આપી. એને મોગલ લોકો કેદ પકડી બગદાદ લઇ ગયા હતા અને ત્યાં બશ્રાના એક વેપારીને વેચ્યો હતો પણ એ અલ્તમશનો સગો હતો તેથી એને પાછો દિલ્હીમાં આણ્યો હતો; અને ત્યાં એ અલ્તમશની ચાકરીમાં રહ્યો હતો. રજીઆ બેગમને ગાદી ઉપરથી ઊઠાડી મુકવામાં બેહેરામ સાથે એણે મુખ્ય ભાગ લીધો હતો. જંગીશખાંના હુમલાથી જે રાજા રાજ ત્યાગ કરી નાશી ગયા હતા, તેઓ દિલ્લીમાં આવી એને આશરે રહ્યા હતા. એનો વડો છોકરો વિદ્વાને સારો આશરો આપતો. એના દરબારમાં અમીર ખુશરૂ વિગેરે બીજા મોટા કવિયો અને વિદ્વાનો હતા. એણે મેવાડના રજપૂતો સામે ચઢાઇ કીધી અને તેઓમાંના એક લાખ માણસોને મારી નાંખ્યા. બંગાળાના હાકેમ તોઘરલે બળવો કીધો હતો તે એણે સમાવ્યો. એનો પા-

વી કુંવર મહમદ પંજાબમાં મોગલ લોકોની સામે લડતાં માર્યો ગયો. એ ૮૦ વર્ષની ઉમ્મરે ઈ. સ. ૧૨૮૬ માં મરણ પામ્યો. એણે પોતાના પાટવી કુંવર મહમદના છોકરા કૈખુશરૂને પોતાની ગાદી સોંપી હતી.

## કૈકુબાદ ૧૨૮૬—૧૨૮૮

બુલબુને કૈખુશરૂને રાજ આપવાને કહ્યું હતું તે છતાં ઉમરાવોએ તેના બીજા છોકરા બકારાખાન જે બંગાળાનો સૂબો હતો તેના છોકરા કૈકુબાદને ગાદીએ બેસાડયો. એ ઘણો આળસુ અને વિષયી હતો. એણે પોતાના કાકાના છોકરા કૈખુશરૂને મારી નંખાવ્યો. એણે પોતાનું રાજ પોતાના વજીર નીજામુદ્દીનને સોંપ્યું હતું. તે લોકો ઉપર ઘણો જુલમ ગુજારતો અને જેઓ એની સામે થતા તેઓને મારી નાંખતો. એ ગુલામ વંશનો છેલ્લો બાદશાહ હતો. એના વખતમાં એટલે ઈ. સ. ૧૨૮૮ માં જલાલુદ્દીન ખીલજી એને તથા એના નાના છોકરાને મારી નાંખી પોતે ગાદી ઉપર બેઠો, અને એ વંશનો છેડો આવ્યો.

## ખીલજી વંશ ૧૨૮૮—૧૩૨૧

### જલાલુદ્દીન ૧૨૮૮—૧૨૯૬

એ આ વંશનો પહેલો બાદશાહ હતો. એને ફીરોજશાહ પણ કહેતા હતા. ગુલામ વંશના છેલ્લા બાદશાહ કૈકુબાદને તથા તેના છોકરાને મારી નાંખી પોતે ગાદી ઉપર બેઠો. એના વખતમાં મોગલો દિલ્લીના ઝાંપા સુધી ચઢિ આવ્યા પણ તેમને હાંકી કાઢ્યા. એનો ભત્રીજો અલાઉદ્દીન ખીલજી ૮૦૦૦ સિ-

ણી કાઢેલા સ્વારો લઇ નર્મદા નદી ઓળંગી દેવગિરિ ગયો અને ત્યાંના રાજાને તાબે કીધો. એણે ઇ. સ. ૧૨૯૪ માં ઇલિચપુર લીધું ને તેનો નાશ કીધો. ઇ. સ. ૧૨૯૬ માં અલાઉદ્દીન પોતાના કાકાને મારી નાંખી ગાદીએ બેઠો.

## અલાઉદ્દીન ૧૨૯૬—૧૩૧૭

એ પોતાના કાકા જલાલુદ્દીનને મારી નાંખી ઇ. સ. ૧૨૯૬ માં ગાદીએ બેઠો. એને ખુની કહેતા હતા. ગાદી ઊપર આવ્યા પછી તરતજ જલાલુદ્દીના બે છોકરાને એણે મારી નંખાવ્યા. ઇ. સ. ૧૨૯૭ માં એણે ગુજરાત ઊપર ચઢાઇ કરી ને તેની રાજધાની અણુહિલવાડનો નાશ કીધો. ખંભાતમાંથી તેણે કેટલાક ગુલામો પકડયા તેમાં મલેક કાફુર પણ હતો, જેને આગળ જતાં મોટી પદ્વીએ ચઢાવી એણે પોતાનો વજીર કર્યો હતો. એ ગુલામોમાં ગુજરાતના રાજાની સ્ત્રી કમળા દેવી જે હિંદુસ્તાનમાં સર્વથી ઘણી ખુબસુરત હતી તે પણ હતી, જેની સાથે તેણે લગ્ન કીધું. એ રાણીની છોકરી દેવળ દેવી જે દક્ષિણમાં મલેક કાફુરની સ્વારીમાં પકડાઇ હતી તેને અલાઉદ્દીનના વડા છોકરા ખિજરખાં સાથે પરણાવી હતી. ઇ. સ. ૧૨૯૮ માં ૨૦૦૦૦૦ મોગલ સ્વારો દિલ્લી સુધી ચઢી આવ્યા, પણ તેઓને જાફરખાં નામના બહાદુર સરદારે હાંકી કાઢયા. ઇ. સ. ૧૨૯૮ માં એના ભત્રીજા સુલેમાને એને મારી નાંખવાની કોશીસ કીધી પણ તેમાં તે નિષ્ફળ થયો અને આખરે પોતેજ પોતાના કાકાના હાથથી માર્યો ગયો. ઇ. સ. ૧૩૦૩ માં એણે ચિતોડ લીધું અને ત્યાંના રાજાને કેદ કીધો. ઇ. સ. ૧૩૧૧ માં એણે ૧૫૦૦૦ મોગલોને રજા આ-

થી, પણ તેઓએ એની સામે બંડ ઊઠાવ્યું તેથી તેમને હરાવીને મારી નંખાવ્યા; અને તેઓનાં બૈરી છોકરાંને ગુલામગિરીમાં વેચ્યાં. ઇ. સ. ૧૩૧૭ માં એના વજીર મલેક કાફુરે એને ઝેર દેઈ મારી નાંખ્યો

## મલેક કાફુર ૧૩૧૭—૧૩૧૭

અલાઉદ્દીને ગુજરાતમાંથી જે ગુલામો પકડયા હતા તેમાંનો એક એ હતો. ઇ. સ. ૧૩૧૭માં પોતાના ધણીને ઝેર આપી, તથા તેના બે છોકરાઓને મારી નાંખી પોતે ગાદી ઊપર બેઠો, પણ થોડા દીવસમાં અલાઉદ્દીનના ત્રીજા છોકરા મુબારકે એને મારી નાંખ્યો; અને પોતે ગાદીએ બેઠો. એણે માત્ર ૩૫ દીવસજ રાજ કર્યું.

## મુબારક ઈ. સ. ૧૩૧૭—૧૩૨૧

એ ખીલજી વંશનો છેલ્લો બાદશાહ હતો. એણે પોતાના નાના ભાઇની આંખો ફોડી નંખાવી, અને જેની મદદથી પોતાને ગાદી મળી હતી તેઓને મારી નંખાવ્યા. એણે ખુશરૂ નામના એક ગુલામને પોતાનો વજીર કર્યો હતો. એના બાપે જે ૧૭૦૦૦ કેદી પકડયા હતા તેમને એણે છોડી મૂકયા. એણે દક્ષિણ ઊપર સ્વારી કરી અને રામદેવના જમાઇ હરપાળને પકડી તેની જીવતાં ચામડી ઊતારી નંખાવી. એનો વજીર ખુશરૂ મલેક કેટલાએક હથીઆરબંધ માણસો લેઇ સુવાના ઓરડામાં દાખલ થયો, અને તેને મારી નાંખી પોતે ગાદીએ બેઠો. પણ તેજ વર્ષમાં ગાજીખાં તગલખ નામના પંજાબના હાકેમે તેને મારી નાંખ્યો. એ પ્રમાણે ખીલજી વંશનો અંત આવ્યો.

## તઘલખ વંશ ૧૩૨૧—૯૮

### ધાજીખાં તઘલખ ૧૩૨૧—૨૫

ખીલજી વંશનો છેલ્લો બાદશાહ મુબારકના મરણ પછી તે વંશનો કોઇ નહીં હોવાથી ઊમરાવોએ ખુશીથી પંજાબના હાકેમ ઘાજીખાં તઘલખને ઠેરવ્યો. ગુલામી વંશના બુલ બુલ રાજાનો એ એક તુર્કિ ગુલામ હતો. ઇ. સ. ૧૩૨૫ માં બંગાળા તરફથી પાછાં ફરતાં તેની ઊપર એક દેરો તુટી પડવાથી એ મરણ પામ્યો. એ દેરો એના છોકરા જુનાખાં જેણે પછવાડેથી મહમદ તગલખ નામ ધારણ કર્યું, તેણે ઊભો કર્યો હતો, અને તે વખતે પોતે હાજર નહીં હતો તેથી એવો શક આવેછે કે એમાં એનું કંઇ કાવતરૂ હશે.

### મહમદ તઘલખ ૧૩૨૫—૫૧

એ ઘણોજ ઉદાર, ચતુર, ને ભણેલો હતો. એની પછ-વાડેની વર્તણુંક એક ઘેલા માણસ સાથ સરખાવી શકાય એ-વી હતી. તેણે ચીન દેશ ઊપર હુમલો કરવા સારૂ એક લાખ માણસનું લશ્કર મોકલ્યું, પણ હિમાલય પર્વત ઓળંગતાં સઘ-ળાનો નાશ થયો. એણે પોતાની રાજધાની દિલ્લીમાંથી ફેરવી દક્ષિણે દોલતાબાદમાં લઇ જવાનો ઠરાવ કર્યો, અને પોતાની રૈયતને ત્યાં જઇ વસવાનું ફરમાવ્યું. જ્યારે જુલમ અને બા-રે કરથી કંટાળી તેની રૈયત જંગલમાં નાસી જતી ત્યારે પોતાના લશ્કર પાસે તેનો શિકાર કરાવતો. એક વખતે એનો દાંત પડી ગયો, તેને બાદશાહી દબદબાથી ડટાવી તે ઉપર એક કિમતી ઘોર ચણાવી સિંધમાં બળવાખોરોની પછવાડે જતાં ઇ. સ. ૧૩૫૧ માં ઠટ્ટા શેહેરમાં એ મરણ પામ્યો. એના મરણ વાદે એ

યું કહેવાયછે, કે ઇંગ્લાંડના પેહેલા હેન્રી રાજાની માફક માછ-
લી ઘણી ખાવી તેથી થયું.

## ફીરોજશાહ ૧૩૫૧—૮૮

મહમદ તઘલખની પછી એનો ભત્રીજો ફીરોજશાહ ગા.
દીએ બેઠો. સતલજ નદી ઉપર ફીરોજપુર શેહેર વસાવ્યાથી એ-
ને ફીરોજુદ્દીન પણ કહેતા. તેણે સલાહ સંપથી રાજ કારભાર
રૂડી રીતે ચલાવી પોતાની રૈયતને સુખી કરી રૈયતના
સુખને સારૂ પુલો, મસીદો, મદ્રેસા, વગેરે કેટલાંએક જાહેર બાં
ધ કામો બંધાવ્યાં; તથા ખેતીની આબાદી સારૂ નેહેરો બંધા-
વી. એ ઇ. સ. ૧૩૮૮ માં પોતાની ૯૦ વર્ષની ઊમ્મરે મરણ
પામ્યો. ફીરોજશાહની પછી તેના વંશના રાજાઓ વધારે
નબળા હોવાથી, માળવા, ગુજરાત, ખાનદેશ વગેરેના રજપૂતો
તેમની આણમાંથી નિકળી સ્વતંત્રપણે પોતે રાજ ચલાવવા લાગ્યા.

## તૈમુરની ચઢાઈ

ફીરોજશાહના પૌત્ર બીજા મહમદના વખતમાં તૈમુર ના-
મના એક તુર્કિએ ઇ.સ. ૧૩૯૮ માં દિલ્લીપર સવારી કીધી.
ઇ. સ. ૧૩૯૭માં બાતનેરના કિલ્લાનો હાકેમ મુલતાનમાં એના
છોકરા પીરમહમદની સામે થયો. તૈમુર તે કિલ્લા તરફ ગયો
અને તેઓમાંના ૫૦૦ ને મારી નંખાવ્યા. ત્યાંથી પાછા
દિલ્લી તરફ આવતાં રસ્તામાં તેણે ઘર, ખેતરો વગેરે બાળી નાં-
ખ્યાં. ઇ. સ. ૧૩૯૮ માં એણે દિલ્લી ઊજડ કર્યું, તથા ઘણીક લૂટ
અને અગણિત બંધવાઓ લઇ પાછો ફર્યો. ત્યાર પછી જ્યારે
એની પાસે ઘણા બંધીવાનો થયા ત્યારે તેમાંથી પંદર વરસની

ઉમ્મરના રાખી બાકીના ૧૦૦૦૦૦ને મારી નાંખવાનો હુકમ કર્યો. એનાં મુખ્ય શેહેરો બુખારા તથા સમરકંદ હતાં. એ ઇ. સ. ૧૪૧૩ માં સમરકંદમાં મરી ગયો.

તૈમુરે ઇ. સ. ૧૩૯૮ માં દિલ્લી ઉજડ કર્યું ત્યારથી તે ઇ. સ. ૧૪૪૬ સુધી તે શેહેર અંધેર રાજમાં રહ્યું. એટલા વખતમાં ખીજરખાં, મહમુદ, મૂબારીક અને અલાઉદીન એ ચાર સૈયદોએ મોગલ લોકના સૂબા તરીકે દિલ્લીમાં રાજ કર્યું, પણ દિલ્લી શિવાય બીજી કોઇ જગાએ તેમની સત્તા ચાલતી નહોતી.

## લોદી વંશ ૧૪૪૬—૧૫૨૬.

### બેહલુલ લોદી ૧૪૪૬—૮૮

એ વંશના બેહલુલ લોદીએ ઈ. સ. ૧૪૪૬ માં સરહિંદ તથા પંજાબ લઇ સૈયદ અલાઉદીનને દિલ્લીમાંથી હાંકી કાઢયો; અને જોનપુર જીતી લીધું.

## સીકંદર લોદી ૧૪૮૮—૧૫૧૮.

બેહલુલ લોદીના મરણ પછી એનો ભાઇ સીકંદર લોદી ગાદીએ બેઠો. એણે બાહાર પોતાના રાજ સાથે જોડી નાખ્યું. એના વખતમાં હિંદુઓને ઘણું દુઃખ ખમવું પડયું. એની પછી એનો છોકરો ઇબ્રાહીમ ગાદીએ બેઠો.

## ઈબ્રાહીમ લોદી ૧૫૧૮—૨૬

એ ઘણો નિર્દય અને અભિમાની હોવાથી તેના કારભારીઓને અળખામણો થઇ પડયો. આ કારણથી પંજાબના હાકેમ દોલતખાં લોદીએ બાબરને મદદે બોલાવ્યો. ઇ. સ. ૧૫૨૬ માં બાબરને અને ઇબ્રાહીમને પાનીપતના મેદાનમાં લડાઇ

થઇ, તેમાં ઇબ્રાહીમ માર્યો ગયો, અને લોદી વંશનો અંત આવ્યો.

## મોગલ વંશ ૧૫૨૬—૧૭૫૮

### બાબર. ૧૫૨૬—૧૫૩૦

એ તૈમુરના વંશનો છઠ્ઠો પુરૂષ હતો. એ ઇ. સ. ૧૪૮૨ માં જન્મ્યો હતો. એનું ખરૂં નામ જહીરૂદ્દીન એટલે ધર્મના રોશની હતું, પણ એની બાહાદુરીને લીધે બાબર એટલે "સિંહ" એવું નામ પડ્યું. ઇ. સ. ૧૫૦૭ માં તે પોતાને બાદશાહ કેહેવડાવવા લાગ્યો. આ વખતે લોદી વંશનો અભિમાની ને નિર્દય ઇબ્રાહીમ લોદી રાજ કરતો હતો. એ માણસ એના સ્વભાવ પ્રમાણે રાજ ચલાવતો હતો તેથી એની રૈયત અને કારભારીઓને એ અળખામણો થઇ પડ્યો હતો. એના જુલમથી કંટાળીને પંજાબના સૂબા દોલતખાંએ બાબરને મદદે બોલાવ્યો ઇ. સ. ૧૫૧૯. બાબરે વારવાર ચડાઇ કર્યા પછી આખરે ઇ. સ. ૧૫૨૬ માં ઇબ્રાહીમને પાણીપતના મેદાનમાં હરાવ્યો, ને પોતે ગાદીએ બેઠો. આ વખતે એને હિંદુઓ સામા લડવું પડ્યું. અજમેર તથા મેવાડના રાજા સંગે એની સામે લડાઇ કરી, તેમાં એ સંગ રાજાને હસનખાં તથા લોદી વંશના બીજા કેટલાક સરદારોએ મદદ આપી હતી. એ લડાઇમાં પેહેલાં બાબરની હાર થઇ, તેથી એના સીપાઇઓ નાહિંમતવાન થઇ પાછા હઠવા લાગ્યા, અને એના સરદારોએ પણ એને પાછા ફરવાનું સમજાવ્યું. આવું સાંભળ્યું ત્યારે એણે એના સરદારોને બોલાવીને હિંમત આપી ઉશ્કેર્યા તેથી તેઓએ કુરાનના કસમ લીધા કે હવે મરવું કે મારવું. પછી તેઓ સીપાઇ આગળ દુશ્મનો સામે લડ્યા, તેમાં હસનખાં માર્યો ગયો;

ને સંગ રાજાનું લશ્કર ચોતરફ ઘેરાઇ ગયું ઇ. સ. ૧૫૨૭. આ ફતેહ પછી બાબરે જલદીથી બીજી કેટલીક ફતેહ મેળવી. પેહેલાં તેણે અયોધ્યા તથા બહાર પ્રાંત જીતી લીધા અને બંગાળાના બેદીલ થએલા સૂબાને સુલાહ કરવાની ફરજ પાડી. ત્યારપછી એ ચંદેરીના કીલ્લા તરફ ધસ્યો. ત્યાંના હાકેમ મેદીન રાયના હાથ તળે રજપુતોએ ઘણું શુરાતન બતાવ્યું, ને બાબરના લશ્કરને ઘણીવાર પાછું હઠાવ્યું. આખરે જ્યારે તેમનું કાંઇજ ચાલ્યું નહીં, અને બાબરનું લશ્કર કિલ્લા ઉપર ચઢવા લાગ્યું ત્યારે તેઓએ પેહેલાં પોતાનાં બઇરાં છોકરાંને મારી નાંખ્યાં અને પછી પોતામાંના બધા માર્યા ગયા ત્યાં સુધી ઘણી બાહાદુરીથી લડયા. આ લડાઇમાં તેઓનો સરદાર મેદીનરાય પણ માર્યો ગયો હતો ઇ. સ. ૧૫૨૮.

આ વખતે બાબરનો છોકરો હુમાયું જે કાબુલથી નવોસવો આવ્યો હતો તે માંદો પડયો, અને ઘણાં ઓસડ કર્યાં પણ સારો થયો નહીં. એથી બાદશાહે તેને જીવવાની આશા છોડી. એ છોકરો બાદશાહનો લાડકવાયો હતો તેથી એનું દુઃખ તેનાથી સહન નહીં થઇ શકવાથી તેના બીછાનાની પાસે ગએ ને ઇશ્વરની પ્રાર્થના કરી કે, "હે પરમેશ્વર મારા પુત્રને દુઃખમાંથી છોડવી તેનું દુઃખ મને આપ;" અને પછી એ કદમ [illegible] પાડી ઉઠયો કે એનું દુઃખ મેં લીધું. આથી વેહેમી લોકોની રીત પ્રમાણે વેહેમથી તે ખાટલે પડયો, અને એના છોકરાની હાલત દીનપર દીન સુધરતી ગઇ. એજ મંદવાડથી ઇ. સ. ૧૫૩૦ના ડીસેમ્બર મહિનાની ૨૬ મી તારીખે એ મરણ પામ્યો. એ ફુલનો ઘણો શોખી હતો તેથી કાબુલમાં ફુલના

માંડવા નીચે નદી કાંઠે એને દાટયો. એ દારૂનો પણ ઘણો શોખી હતો. એ ઘણો માયાળુ, ઉદાર, ને ચંચળ હતો. એણે પોતાની રૈયતના સુખને અર્થે તળાવો તથા પાણીની નેહેરો તથા મુસાફરોની સગવડને માટે ઠામ ઠામ ધર્મશાળાઓ બંધાવી હતી; ને આગ્રા, દીલ્લી, લાહોર ને પેશાવર તરફ ટપાલ ચાલુ કરી હતી. એણે પોતાનું ચરિત્ર ઘણી સાદી રીતે તથા અતીશય ભોળાપણાથી લખ્યું છે. એના પછી એ છોકરો હુમાયું ગાદીએ બેઠો.

## હુમાયું ૧૫૩૦—૧૫૪૦ ને ૧૫૫૫—૧૫૫૬.

એ બાબરનો છોકરો હતો ને ઇ. સ. ૧૫૦૭ માં જન્મ્યો હતો. એના બાપના મુઆ પછી એ ગાદીએ બેઠો. અણે ઇ. સ. ૧૫૩૪માં ગુજરાતના રાજા બાહાદુરશાહ સામે પેહેલી સ્વારી કીધી, કારણકે એને હુમાયુંના બળવાખોર સિપાઇઓને આશરો આપ્યો હતો. એ લડાઇમાં બાહાદુરશાહની હાર થઇ ને તેને મંદેસરના કિલ્લામાં નાસી જવું પડયું. ચાંપાનેરમાં બાહાદુરશાહનો એક મજબુત ડુંગરી કિલ્લો હતો ને તેમાં પુષ્કળ ખજાનો હતો તેથી તે ખજાનો હાથ કરવા હુમાયું અને તેના સિપાઇઓએ દિલ કર્યું. આ ઉપરથી તે કિલ્લા ઉપર હુમાયુંએ સ્વારી કરી. એ વખતે કિલ્લાની અંદરના માણસો બાહાદુરીથી એની સામે લડયા, પણ દીવાલમાં લોઢાની મેખો મારીને તેના આશરાથી હુમાયું પોતાના ૩૦૦ માણસો સાથે તે કિલ્લામાં પેઠો. આ કિલ્લો હાથ કરીને પોતાના ભાઇ મીરજા અસ્કરીને ત્યાંનો સૂબો ઠરાવી પોતે દિલ્લી તરફ ગયો. હુમાયું દિલ્લી પોહોંચ્યો નહી એટલામાં તે કિલ્લો પાછો દુષ્મનોએ લ-

ઇ લીધો. હુમાયું ગુજરાતમાં હતો તે વખતે એના રાજમાં ઘણી જગાએ બખેડા ઊઠયા હતા, તે થોડા વખતમાં એણે સમાવ્યા. એણે એવી ખબર મળી કે ચુનારના સૂબા શીરખાંની સરદારી નીચે અફગાન લોકે એક મોટું બંડ ઉઠાવ્યું છે, અને વળી એના ભાઇ હિંદાલ ને કામરાન પણ એની સામે થવાની તૈયારીમાં છે. આ ખબર મળતાંજ એ પોતાના કબીલાના શાહાજાદાઓને બોલાવી એક સંપી થયો ને દુશ્મનો સામે એક દીલથી લડવાને તેમને સમજાવ્યું. આવો વિચાર કરીને હુમાયુંએ દુશ્મન સામી સ્વારી કરી કે તરતજ તેના ભાઇઓ ફરી ગયા; તોપણ અફગાનો સામેની લડાઇમાં હુમાયું જીત્યો ને શીરખાંએ સલાહ કરવા માગી. આ વખતે એના પોતાનાજ કુટુંબમાં સંપ નહીં તેથી તેણે સલાહ કરવામાં ઢીલ કરી નહીં. શીરખાં સાથે સલાહ થવા પછી એ ભોળપણે નચીંત થઇ બેઠો હતો એટલામાં એ દગલબાજ શીરખાંએ હુમાયુના લસ્કર પર છાપો મારવાનો તૈયારી કરી. શેક અલોલ નામના અફગાને હુમાયુને એ વિશેની ખબર આપી તે છતાં પણ શીરખાં દગો નહીં કરે એવું ધારી તેની સામે થવાની કંઈ તૈયારી નહીં કરતાં નચીંત થઈ બેસી રહયો. જયારે હુમાયુંનું લસ્કર એશારામમાં પડેલું જોયું ત્યારે અફગાનો ચોતરફથી તુટી પડયા. આ લડાઈમાં હુમાયુંને જીતવાનો આશા નહીં રહી અને તેનું લસ્કર નાસી ગયું તેથી તે ગંગા નદી ઓળંગી આગ્રે જતો રહયો ઈ. સ. ૧૫૩૯. એના ભાઇઓ જેઓ અત્યાર સુધી તેની સામે કાવત્રાં કરતા હતા તેઓએ આ વખત શીરખાંની સામે લડવાને તેને મદદ કરી. આ મદદ

લઇ હુમાયું શીરખાંની સામે થયો, પણ ઇ. સ. ૧૫૪૦ માં કનોજ આગળ એની હાર થઇ ને નાસીને લાહોર જવું પડયું. અહીંઆં પણ દુશ્મનો આવી પોહોંચ્યા, તેથી પોતાના થોડાક સ્વારો સાથે સિંધુ નદીના પશ્ચિમ કાંઠાપર તેને આશરો લેવાની ફરજ પડી. જે રસ્તે થઇને એને જવું પડયું તે રસ્તો ઉજડ હતો, તેથી પાણી અને ખોરાકની તંગાશને લીધે એને ઘણાં દુઃખ ખમવાં પડયાં. આવા સંકટની વખતે ઇ. સ. ૧૫૪૩ માં એની રાણીને છોકરો અવતર્યો. એ દીકરો તે અકબર જેણે આગળ જતાં મોટું નામ કાઢયું. આ વખતે પણ દુશ્મનોનું લસ્કર પાછળ આવી પોહોંચ્યું તેથી પોતાની રાણી અને કુંવરને છોડી પોતાને નાસવું પડયું. એ રાણી અને કુંવરને મીરજાઅસ્કરીએ પકડી કેદ કીધાં અને કામરાનને સોંપ્યાં. ઇ. સ. ૧૫૪૪ માં હુમાયું નાસીને ઇરાન ગયો. ત્યાંના બાદશાહ તમસપે હુમાયુંને પોતાનો શુની પંથ છોડી શીયા પંથ પાળવો કબુલ કરાવીને આશરો આપ્યો. વળી હુમાયુંએ કંદહાર આપવાનું કબુલ કર્યું તેથી પોતાના શાહાજાદા મોરાદ મીરજાને ૧૪૦૦૦ માણસનું લસ્કર આપી તેનું ખોએલું રાજ પાછું મેળવવા હુમાયુંની મદદે મોકલ્યો. આટલી મદદ લઇને ઇ. સ. ૧૫૪૫ માં હુમાયુંએ પોતાના ભાઇ મીરજાઅસ્કરીના હાથમાંથી કંદહાર પાછું લીધું. એટલામાં તમસપ મરણ પામ્યો, તેથી એણે એ મુલક પોતાને સ્વાધીન રાખ્યો. ત્યાર પછી હુમાયું કાબુલ તરફ વળ્યો. એ વખતે કામરાને એના છોકરા અકબરને મેહેલની બારી આગળ લાવી એવું જણાવ્યું કે જો હુમાયું હુમલો કરશે તો હું આ બાળકને મારી નાંખીશ. તોપણ એ

ની દરકાર નહીં કરતાં હુમાયું તે ઉપર એકદમ તુટી પડયો તેથી કામરાન તેની સામે નહીં થતાં નાસીને સિંધુ નદીને કિનારે ભક્કર શેહેરમાં ભરાઇ બેઠો, ને તેના હાકેમ હશન આરઘુની મદદ માગી હતી. હુમાયું મહેલમાં પેઠો અને પોતાની રાણી તથા કુંવરને મળ્યો. ત્યાર પછી કામરાને હુમાયું ઉપર વારંવાર હુમલા કીધા પણ કાંઇ વાળ્યું નહીં તેથી અંતે ગખર લોકોના સુલતાનના મુલક તરફ નાઠો. એ સુલતાને એને હુમાયુને હવાલે કીધો. આ વખતે હુમાયુએ ચડાઇને તેની આંખો ફોડી નંખાવી ઇ. સ. ૧૫૫૩. આ વખતે દિલ્હીમાં શીરશાહના વંશનો સીકંદરશુર નામે બાદશાહ રાજ કરતો હતો. એના જુલમથી દિલ્લી તથા આગ્રાના લોકો ઘણા કંટાળ્યા હતા અને તેઓની વચ્ચે પુરો સંપ નહોતો તેથી હુમાયું આવી સારી તક જોઇને ૧૫૦૦૦ માણસનું લશ્કર લેઇ તેની સામે થયો ને તેને હરાવી પોતે ગાદીએ બેઠો ઇ. સ. ૧૫૫૫. એ પછી હુમાયું ઝાઝા દિવસ જીવ્યો નહીં કેમકે પોતાના રંગમહેલની સીડી ઉપરથી ઉતરતો હતો એવામાં તેનો પગ લપસ્યો ને ત્રણ દીવસ મંદવાડ ભોગવી ઇ. સ. ૧૫૫૬ ના મરણ પામ્યો.

## અફગાન વંશ ૧૫૪૦—૧૫૫૫

### શીરશાહ ૧૫૪૦ -૧૫૪૫

હુમાયુંને કનોજ આગળ હરાવ્યા પછી ઈ. સ. ૧૫૪૦માં એ દિલ્લીની ગાદીપર બેઠો એણે શીરખાંશુર એટલે સિંહનો ધણી કહેતા, કારણ કે એક વખતે એણે એક સિંહને એક ઝટકાથી મારી નાંખ્યો હતો. એણે મારવાડના રાજા માલદેવ સામે હુમલો કીધો ને તેનો રેઝીન નામનો કિલ્લો દગાથી હાથ કરી તેમાંના તમામ હિંદુઓને નિર્દય પણે મારી નંખાવ્યા.

એણે ઇ. સ. ૧૫૪૫ માં મેવાડના રાજા સામે હુમલો કીધો ને કલીન્જરને ઘેરો ઘાલ્યો, તેમાં દારૂનું પીપ ફાટવાથી દાજ્યો ને તેજ દીવસે મરણ પામ્યો. એણે પોતાની રૈયતને સારૂ તથા મુસાફરોને સારૂ આગ્રાથી માંડું સુધી અને બંગાળાથી તે સિંધુ નદી સુધી રસ્તો બંધાવ્યો; અને તેમાં ઠામ ઠામ કુવા તથા ધર્મશાળાઓ વગેરે બંધાવ્યાં હતા; મેહેસુલ લેવાની કેટલીક રીતમાં પણ એણે સુધારો કર્યો હતો. એના પછી એનો છોકરો સલીમશાહ ગાદીએ બેઠો.

સલીમશાહ એ શીરશાહનો છોકરો હતો. એણે ઇ. સ. ૧૫૪૫થી ૧૫૫૩ સુધી રાજ કીધું. એણે દિલ્લીમાં એક મેહેલ બંધાવ્યો હતો તેને સલીમગઢ કહે છે. એના પછી એનો છોકરો ફીરોઝ ગાદીએ બેઠો.

ફીરોજ એ સલીમનો છોકરો હતો. એણે માત્ર થોડાજ મહિના રાજ કર્યું. એણે એના કાકા મહમદ આદીલશાહે મારી નાંખ્યો ને પોતે ગાદીએ બેઠો.

મહમદ આદીલશાહે ૧૫૫૩થી૧૫૫૫ સુધી રાજ કર્યું. પોતાના ભત્રીજા ફીરોઝને મારી નાંખી પોતે ગાદીએ બેઠો. એ ઘણો ઘાતકી હતો. એણે નીચા કુળના માણસોને રાજમાં મોટી મોટી પદ્વી આપી પોતાનો સઘળો ખજાનો ખાલી કર્યો. ત્યાર પછી એણે પોતાના અમીર ઊમરાવની જાગીરો જપ્ત કરી તેથી ઠામ ઠામ બખેડા થયા; અને દીલ્લી, આગ્રા, પંજાબ વગેરે શેહેર ગયાં. હેમુ નામનો એક શખ્સ જે અસલ દુકાનદાર હતો તેને એણે પોતાનો વજીર કર્યો હતો. એના રાજના પાંચ ભાગ થયા હતા; તેમાંનો એક સીકંદર શુરના હાથમાં હતો. હુમાયુંએ પોતાની આગલી પાદશાહી તેના હાથમાંથી પાછી મેળવી હતી.

## અકબર ૧૫૫૬—૧૬૦૫

એ હુમાયુંનો છોકરો હતો, ને ઇ. સ. ૧૫૫૬ માં ગાદી એ બેઠો હતો. જે વખતે હુમાયું પોતાના થોડા સોબતી સાથ શીરશાહના મારથી ઇરાન તરફ નાસતો હતો તેવામાં સિંધમાં અમરકોટ આગળ એનો જન્મ થયો હતો ઇ. સ. ૧૫૪૩. એને તથા એની માને સિંધની છાવણીમાં મુકી હુમાયુંને ઇરાન નાસી જવું પડયું હતું. આ વખતે તેઓ હુમાયુંના ભાઇ મીરજા આસ્કરીના હાથમાં આવ્યાં ને તેમને તેણે પકડી કેદ કરી તેના ભાઇ કામરાનના સ્વાધીન કીધાં હતાં. જ્યારે હુમાયુંએ ઇરાનથી તમસ્પની મદદ લઇ પોતાના ભાઇ કામરાનને હરાવ્યો ત્યારે તે તેમને જોઇ શકયો. અકબરનું ખરૂ નામ જલાલુદ્દીન મહંમદ એટલે ધરમની કીર્ત્તિ હતું. અકબર એ એનો કિતાબ હતો. જયારે એ ગાદીએ બેઠો ત્યારે માત્ર ૧૩ વરસની ઉમ્મરનો હતો તેથી એનું રાજ એનો વજીર બેરામ ચલાવતો હતો. એ વજીરે પોતાના ડાહાપણથી રાજની અંદર જે બળવાઓ થતા તે સમાવ્યા હતા. એ વખતે શીરશાહના વંશનો શીકંદરશુર પોતાને દિલ્લી અને પંજાબનો બાદશાહ કહેવડાવતો હતો, તે સરહિંદ આગળ અકબરની સામો થયો. એ લડાઇમાં મહમદ આદિલીના વજીર હેમુએ શીકંદરને મદદ કરી હતી. બેરામ ઘણીવાર સુધી એમની સામે પાનીપતના મેદાનમાં લડયો, તેમાં આખરે હેમુની આંખમાં તીર વાગવાથી હાથી ઉપરથી નીચે પડયો. આથી હિંદુઓ ગભરાયા અને પોતાનો રાજા માર્યો ગયો એવું સમજી વખેરાઇ ગયા. આથી બેરામની જીત થઇ ને શીકંદરશુર તેને શરણે થયો. આગળ ચાલતાં બે-

નએ પોતાની સત્તા આડે માર્ગે વાપરવા માંડી. તરદીબેગ જે બાદશાહનો ઘણો માનીતો હતો તથા મુરીબતની વખતે એનો સોબતી હતો તેને એણે મારી નંખાવ્યો. વળી એણે એક મોટા ઊમરાવને પણ મારી નંખાવ્યો; બાદશાહના ઊસ્તાદ પીરમહમદખાંને દેશનીકાલ કરાવ્યો; અને એવાં બીજાં ઘણાં અઘટીત કામો કીધાં. આથી અકબરની તેના ઊપર ઇત નારાજી થઇ, તેથી ઇ. સ. ૧૫૬૦માં તેણે રાજની લગામ પોતાના હાથમાં લઇ વજીરના ઓહ્દાપરથી એને બરતરફ કીધો. આ ઉપરથી બેરામખાંએ અકબરની સામે બંડ ઊઠાવ્યું, પણ અકબરની ફોજે તેની ફોજને હરાવી તેથી તે અકબરને તાબે થયો. પછી મક્કે હજ કરવાના ઇરાદાથી અકબર પાસેથી બેસુમાર ખજાનો લઇ એ નિકળ્યો, પણ એણે કોઇ અમીરને આગળ મારી નાંખ્યો હથો તેનો છોકરો એને ગુજરાતમાં મળ્યો તેણે એને મારી નાંખ્યો. ત્યાર પછી ખાંનજહાંન, રાજબહાદુર, આદમખાં, અબદુલખાં અને અસોફખાં વગેરે જે અકબરના સૂબા હતા તે અકબરની સામે થયા. પણ ઇ. સ. ૧૫૬૭ સુધીમાં એણે તેમને હરાવી વશ કર્યા. ઇ. સ. ૧૫૬૨ માં એણે મારવાડ સામે લશ્કર મોકલ્યું ને મીરતનો કિલ્લો સર કર્યો. ઇ. સ ૧૫૬૭માં જેપુરનો રાજા, જોધપુરનો રાજા અને બાબરની સામે થનાર સંગનો છોકરો ઊદયસીંગ, જે ચીતોડનો રાણો કહેવાતો હતો, તેઓએ અકબરની સામે બંડ ઊઠાવ્યું. પણ અકબરનું લશ્કર સામે ઊભેલું હતું, તેની સાથે લડવાની છાતી નહીં ચાલી તેથી ઉદયસીંગ ગુજરાતની ઊત્તરના પાહાડોમાં પોતાનો જીવ બચાવવા નાઠો, ત્યાર પછી અકબરે ચીતોડના કિલ્લાને ઘેરો ઘાલ્યો, પણ

જયમલ નામના રજપુતના હાથ તળે તે માંહેલા આદમી હિં-મતથી લડયા. કિલ્લાની અંદર ખોરાક વગેરે સૌ ભરેલું હતું તેથી લાંબી મુદત સુધી તેઓએ તેનો બચાવ કીધો, પણ આખરે અકબરે સુરંગો ફોડી તે કિલ્લાનો પાયો નબળો કીધો, ને જયમલને પોતાને હાથે ગોળી વતી માર્યો. આથી અંદરના રજ-પુતો ગભરાયા, ને પોતાનાં બૈરી છોકરાંને મારી નાંખી સ-ઘળા બહાર નીકળી મુસલમાનો ઊપર તુટી પડયા ને જીવતા સુધી બાહાદુરીથી લડયા. ત્યાર પછી અકબરે પોતાના સા-ળાના ભાઇ જેનખાં તથા પોતાના દોસ્ત બીરબલના હાથ તળે એક મોટું લશ્કર દાઊદખાં જે બાહાર અને ઓરીસાનો મુલક રોકી બેઠો હતો તેની સામે મોકલ્યું ઇ. સ. ૧૫૮૬. બીર-બલ આ લડાઇમાં માર્યો ગયો તેથી અકબરે પોતાના સરદાર ટોડરમલ તથા માનસિંહને મદદને સારૂ મોકલ્યા. તેમણે દાઊ-દખાંને મારી નાંખી અફગાનોને હાંકી કાઢયા. ત્યાર પછી એણે કા-શમીર, સિંધ અને કંદહાર વગેરે તાબે કીધાં. આ વખતે નર્મદા નદીનો ઊતરનો સઘળો ભાગ અકબરને તાબે થયો. ઊત્તર હિંદુસ્તાન સર કર્યા પછી એણે દક્ષિણ હિંદુસ્તાન તાબે કરવાનો ઠરાવ કર્યો. ઈ. સ. ૧૫૯૫ માં પોતાના છોકરા મુરાદ તથા વજીર બેરામના છોકરા મીરજાખાને લશ્કર આપી અહમદનગર જીતી લેવાને મોકલ્યા. આ વખતે ચાંદબીબી નામની એક ઘણી બાહાદુર અને ઘણી લડાયક સ્ત્રી ત્યાં રાજ ક-રતી હતી. તેણે અકબરની ફોજનું આવવું સાંભળી વીજાપુ-રના રાજા જોડે સલાહ કીધી, અને કેટલાંક નાનાં રાજને પો-તાની પક્ષમાં લીધાં. જ્યારે મુરાદનું લશ્કર સુરંગો ફોડી કિ

હ્લામાં પેઠું ને તેનું લશ્કર ગભરાઇને નાસવા લાગ્યું, ત્યારે એ બાહાદુર સ્ત્રીએ લેઢાનો બખ્તર પેહેરી તથા મોં ઊપર બુરખો નાંખી હાથમાં સમશેર લઇ પોતાના નાહિંમત થએલા લશ્કરને ઊશ્કેર્યું, ને દુશ્મનના લશ્કરને મારી કાઢ્યું. અંતે બંને પક્ષોવાળાને સલાહ થઇ પણ તે લાંબા વખત સુધી ચાલી નહીં. જયારે ઇ. સ. ૧૫૯૯માં ચાંદબીબીને તેના સિપાઇઓએ દગાથી મારી નાંખી ત્યારે અકબરે તે શેહેર ઊપર હુમલો કીધો, ને તાબે કરી ચાંદબીબીના છોકરા બાહાદર નીજામશાહને ગવાલીઅરના કિલ્લામાં કેદ કર્યો. ઇ. સ. ૧૬૦૧માં એણે ખાંનદેશ સર કર્યું ને આશીરગઢનો કિલ્લો જીતી લઇ પોતાના છોકરા દાનીયાલને તે રાજ સોંપ્યું, ને અબુલ ફાજલ નામના પોતાના એક મિત્રને તેનો વજીર બનાવ્યો. એના વખતમા રૈયતને જેવું શુખ મળ્યું, તેવું મુસલમાન લોકો હિંદુસ્તાનમાં આવ્યા ત્યાર પછી તેમણે કદી ભોગવ્યું ન હોતું. તેણે હિંદુઓ અને મુસલમાનો વચે ફેર નહીં રાખીને તેમને રાજમાં મોટી મોટી પદ્વી આપી. તોડરમલ નામના હિંદુને મેસુલ ખાતાનો ઊપરી કીધો હતો. એણે સતી થવાની ચાલ બંધ પાડી અને હિંદુઓમાં બાળ લગ્ન કરવાની મના કીધી, ને વીધવાઓને પુનર વીવાહ કરવાની છુટ આપી, તથા કેટલાએક ગેરવાજબી કરો અને અઘટીત શિક્ષા કાઢી નાંખી. ધરમ સંબંધી બાબતોમાં એ રૈયતને છુટ આપતો. અકબર કદમાં ઊંચો, ખુબસુરત, અને મીલનસાર હતો. એ બાબરની માફક મુસાફરીનો શોખીલો હતો. એણે બાળપણમાં દારૂનો ઘણો શોખ લાગ્યો હતો, પણ મોટપણે તે મીતાહારી થયો હતો. એણે જુદા

જુદા ધર્મનો અભ્યાસ કર્યો હતો. એણે પોતાની સઘળી જીં-દગાની ગુપ્પમાં ગુજારી હતી પણ પાછળથી એના છોકરા સલીમની બદચાલ તથા મુરાદ અને દાનીયાલના મરણને લીધે એને ઘણું દુઃખ લાગ્યું હતું. એ ઈ. સ. ૧૬૦૫માં મરણ પામ્યો. એણે આગ્રા શેહેરમાં દાટ્યો હતો અને તે ઉપર એક સુંદર ઘોર ચણાવી હતી. એના મુખ્ય મિત્રો અબુલ ફાજલ અને ફૈઇજી નામના બે ભાઇઓ હતા. અબુલે આઇનેઅકબરી નામનો એક ગ્રંથ રચ્યો હતો, જેમાં એનું જન્મ ચરિત્ર તથા રાજનીતિ અને જાહેર તથા ખાનગી કામોનો હેવાલ આપેલાછે. એના પછી એનો છોકરો સલીમ ગાદીએ બેઠો.

## સલીમ ૧૬૦૫ થી ૧૬૨૭.

એ ઈ. સ. ૧૫૬૭માં જન્મ્યો હતો. અકબરના મરણની વખતે એજ ફક્ત એનો જીવતો છોકરો હતો. એની બદચાલને લીધે એને બદલે એના મોટા છોકરા ખુશરૂને રાજ આપવાનો અકબરનો ઇરાદો હતો પણ અમીરોએ સમજાવ્યો તેથી સલીમને ગાદી આપવાનું કબુલ કીધું. એણે ગાદીએ બેસતાંજ જાંહાંગીર એટલે દુનીઆંનો જીતનાર એવું નામ ધારણ કર્યું. એનામાં એના બાપના જેવા સદગુણ અને હોંશીયારી નહી તેથી થોડા વખત સુધી એના રાજમાં બખેડા થયા, અને જે મુલકો એના બાપે લીધા હતા તે સઘળા એના હાથમાંથી જતા રહ્યા. એ ઘણો વીષઈ અને બેદરકાર હતો તોપણ એના રાજમાં રૈયત સુખી હતી. ધર્મ સંબંધી બાબતોમાં અકબર કરતાં પણ એણે રૈયતને વધારે છુટ આપી હતી. એ બધાને પુરતો ઇનસાફ આપતો અને વારંવાર કહેતો કે "જો જંગલ

નાં હેવાનો અથવા પક્ષીઓ વચે વાંધો હોય તો તેમને પણ વાજબી ઇનસાફ આપવો જોઇએ." સલીમ ગાદીએ બેઠા ત્યાર પછી એનો મોટો છોકરો ખુસરૂ પંજાબ તરફ નાસી ગયો, અને એક મોટું લશ્કર ભેગું કરી એના બાપની સામે લડવાને આવ્યો, પણ સલીમે તેને હરાવ્યો, અને ગાલીયરના કિલ્લામાં કેદ કર્યો. એને એના નાના શાહજાંહાને ઇ. સ. ૧૬૨૧ મા મારી નંખાવ્યા. સલીમે તેના ૭૦૦ સોબતીને એક પછી એક એની નજર આગળ સુળીએ ચડાવ્યા. એના રાજમાં જાણવાજોગ બીના એ નુરજહાંની સાથે પ્યારમાં પડયો હતો તે છે. એ એના બાપના વખતથીજ એની સાથે પ્યારમાં પડયો હતો, પણ તે હલકા કુળની હતી તેથી અકબરે તેને શીર અફગાન જેને પાછળથી બર્દવાનનો હાકેમ કીધો હતો, તેની સાથે પરણાવી. અકબરના મરણ પછી સલીમે પોતાના સાવકા ભાઇ કુતુબને બંગાળાનો સૂબો કરી શીર અફગાનને મારી નાંખી નુરજાંહાંને તેની તરફ રવાને કરવાનો હુકમ કીધો. કુતુબ એક નાનું લશ્કર લઇ તેની સામે ગયો, પણ શીર અફગાને તેને પોતાની કટારવતે માર્યો, તોપણ આખરે સિપાઇઓએ તેને મારી નાંખ્યો, અને નુરજાહાને દિલ્લી તરફ રવાને કરી. સલીમે તેના ભરથારને મારી નંખાવ્યો એવું સમજી એની સાથે પરણવાને એણે ના કહી પણ આખરે ઇ. સ. ૧૬૧૧ માં એની સાથે એણે લગ્ન કીધું એણે એને નુર માહાલ એટલે મેહેલનું નુર તથા નુરજાંહાં એટલે જાહાંનનું નુર એવું નામ આપ્યું હતું. જાહાંગીર એના બાપને પોતાનો ખજાનચી કીધો હતો તથા એના ભાઇને લશ્કરની સરદારી આપી હતી. ઇ. સ. ૧૬૦૭ માં હિંદુસ્તાન સાથનો વેહેવાર

ખુલો મુકવા માટે ઇસ્ટ ઇંડીઆ કંપની તરફથી કપતાન હોકી-ન્સ નામનો ગ્રહસ્થ સલીમની દરબારમાં આવ્યો. જ્યારે તે સુરત આવ્યો ત્યારે એને એવી ખબર મળી કે ખંભાતના સુબા મોકરીબખાંના હુકમ સિવાય એનો સામાન લંગર કરવા દીધા માં આવશે નહીં. આ કારણસર મી૦ હોકીન્સ એને મળવા ગયો. તેણે તેની સાથે લાવેલો સામન વેચવાનો તથા બીજો સામન ખરીદ કરવાની રજા આપી. સલીમની રજા સિવાય એણે તેને કોઠી ઘાલવાની તથા પોતાનું હંમેશનું રેહણ ક-રવાની ના કહી. એ સૂબાએ પછવાડેથી એ કપતાન સાથે ખ-રાબ વર્તણુંક ચલાવી તેથી તે આગ્રે ગયો. અહીંઆ તે સલી-મનો એટલો તો માનીતો થયો કે સલીમે તેને કેટલાએક જ-ગા ને દર વર્ષે ૩૦૦૦ પૌંડની મોહરુત આપવા કહીને પોતાની પાસે રાખ્યો, પણ એ મેહેરબાની ઘણા દીવસ સુધી ચાલી નહીં. મોકરીબખાંના અને સલીમના વજીર હસનના સમજાવ્યાથી સલી-મે તેને દરબાર છોડી જવાનો હુકમ કીધો. ઇ. સ. ૧૬૧૧ માં ઇંગ્લાંડના પેહેલા જેમ્સ રાજાની તરફથી જે બીજો ગ્રહસ્થ સ-લીમની દરબારમાં આવ્યો હતો તે સર ટામસ રો હતો. ઇ. સ. ૧૬૧૫માં જ્યારે તે બહરાનપુર આવ્યો ત્યારે સલીમનો બીજો છોકરો પારવીઝ જે તે જગાનો સૂબો હતો તેણે તેને ઘણો આ-વકાર દીધો; અને સલીમની દરબારમાં મોકલવાની કબુલાત આપી. પણ જ્યારે તેનાથી પોતાનું ધારેલું કામ સર્યું નહીં, ત્યારે તે અજમેર ગયો. સલીમ આ વખતે ત્યાં રહેતો હતો. સલીમની દરબારમાં બીજા જે એલચીઓ આવ્યા હતા તેના કરતાં એને વધારે સનમાન મળ્યું, પણ હોકીન્સની માફક

મોકીમખાંની, એના વજીર અલીખાંની. અને શાહાજહાંનની ઉશકેરણીથી એને પણ દરબાર છોડી જવાનો હુકમ થયા હતો ઇ૦ સ૦ ૧૬૧૮. એ સિવાય વીજાપુરના રાજાનો ફરીસતા નામનો એલચી તથા ફ્રેન્ચ મુસાફર બર્નિઅર સલીમની દરબારમાં આવ્યા હતા.

ખુશરૂએ ઉઠાવેલો બળવો સમાવ્યા પછી સલીમે બંગાળા પ્રાંત તાબે કીધો. એણે ઉદેપુરના રાણા સામે ફોજ મોકલી. એ ફોજની સરદારી પેહેલાં મોબતખાં અને અબદુલખાંને આપી હતી, પણ જ્યારે તેઓ તેને વશ કરી શક્યા નહીં, ત્યારે પોતાના ભાઇ શાહાજહાંનને મોકલ્યો. એણે તે રાજાને એટલો બધો દબાવ્યો કે આખરે તેણે દિલ્લીના રાજાની સરસાઇ કબુલ કીધી. ત્યાર પછી એને દક્ષિણમાં સ્વારી કરવા મોકલ્યો, ત્યાં પણ ફતેહ મેળવી આવ્યો તેથી સઘળાઓને એ વાહાલો થઇ પડયો. નુરજાહાંએ પોતાને અફગાનના પેટથી જે છોકરી થઇ હતી તેને સલીમના પેટથી થએલા છોકરા સાથે પરણાવી; અને તે છોકરાને રાજ મળવાને સારૂં પોતે પ્રયત્ન કરતી હતી. આથી સાહજાંહાં જે નુરજાંહાંના ભાઇ અસફખાંની છોકરી સાથે પરણ્યો હતો તેણે પોતાના બાપના સત્તામાંથી નિકળી એકદમ બંડ ઉઠાવ્યું. આ શાહાજાદાએ પોતાના ભાઇ ખુશરૂ જે તરતજ બંધીખાનેથી નિકળ્યો હતો તેને મારી નંખાવ્યો હતો. એને સલીમના અમીરો તરફથી મદદ મળી હતી, કેમકે સલીમે નુરજાંહાંની તરફના માણસોને રાજનાં અંદર ભારે જગાઓ આપી હતી તેથી તેઓ એના ઉપર નારાજી થયા હતા. સલીમે તેમની સામે પોતાના છોકરા

પારવીઝ અને પોતાના સરદાર મોબતખાનને મોકલ્યા; જેઓએ તેમને હરાવ્યા. અંતે શાહજાંહાં પોતાના બાપ આગળ જઇ તાબે થયો. મોબતખાં સલીમના બીજા છોકરા પારવીઝની પક્ષ ખેચતો હતો; તેથી નુરજાંહાંએ સલીમને સમજાવી પોતાની પાસે તેને કાબુલ બોલાવી મંગાવ્યો. આ વખતે બંગાળા પ્રાંતના એક સરદાર ઉપર કેટલીએક તરેહની બદચાલ ચલાવવાનું તથા રૈયત ઊપર જુલમ ગુજારવાનું તથ સરકારી નાણા ખાઇ જવાનું તોહોમત મુકયું. આથી મોહોબતખાં ગુસ્સે થયો અને જ્યારે જાંહાંગીરે કાબુલ તરફ જતાં ઝેલમ નદી ઉપર પડાવ નાંખ્યો હતો ત્યારે મોબતખાં પોતાના ૨૦૦૦ ચુટી કાહાડેલા સ્વારો સાથે તેના ઊપર તુટી પડયો અને તેને કેદ કર્યો. નુરજાંહાંને જ્યારે ખબર પડી કે સલીમ કેદમાંછે ત્યારે તેને છોડવવાને તેણે ઘણીએક તદબીર કરી, પણ જ્યારે તે રદ ગઇ, ત્યારે તેણે મોબતખાં ઊપર હુમલો કરી સલીમને છોડવવાનો વિચાર કર્યો. પણ તેમાં મોબતખાની ફતેહ થઇ નહીં; ત્યારે આખરે નુરજાંહાંએ સલીમની સાથે બંદીખાનામાં રહેવા અરજ કરી તે પ્રમાણે તેણે તેને સલીમની સાથે કેદ કરી, તેથી તે આખરે સલીમને છોડવી શકી. અને મોબતખાંને નાસી જવું પડયું. ઇ૦ સ૦ ૧૬૨૬માં સલીમનો બીજો છોકરો પારવીઝ મરણ પામ્યો તેથી મોબતખાં શાહજાંહાંનને મળી ગયો. એ શાંહાજાહાંનને નુરજાહાંનાં ભાઇ અલીફખાંએ પણ મદદ કરીહતી. પણ એટલામાં કાસ્મીરથી લાહોર જતાં ઇ૦ સ૦૧૬૨૭માં સલીમ રસ્તામાં મરણ પાંમ્યો, અને શાહજાંહાંન ગાદીએ બેઠો. એ દારૂનો ઘણો શોખીલો હતો. અને વારંવાર સોના રૂપાથી પોતાની તુલન્યા કરી તે વેહેચી દેતો.

## શાહાજાહાન ૧૬૨૭—૧૬૫૮.

એ ઇ. સ. ૧૫૯૪માં જન્મો હતો. જાહાગીરના મરણ ની વખતે સાહજાહાંનો વડો છોકરો જીવતો હતો. શાહાજહાં એ એના બાપની સામે હુમલો કીધો હતો, તેથી જહાગીરે પોતાનું રાજ શહરીયારને આપવાને કહ્યું હતું. જાહાંગીરના મરણની વખતેજ શાહાજાહાંન દક્ષિણમાં હતો ને શહરીયાર લાહોર માં હતો. નુરજાંહના ભાઇ અશોફખાંએ નામને ખાતર ખુશરૂના છોકરાને તખ્તપર બેસાડી પોતાની બેહેનને નજર કેદ રાખી. ત્યાર પછી તે શહરીયારની સામો લાહોર તરફ ગયો. શહરીયાર પોતાના કાકા દાનીઆલના છોકરાઓ સાથે સંપ કરી ને અશોફખાંની સામો થયો, પણ તેમા તેની હાર થઇ ને નાસવું પડ્યું. ત્યાર પછી તેને ને તેના કાકાના બંધે છોકરાઓને તેના મળતીઆંઓએ દગાથી પકડી શાહાજહાંનના સ્વાધીન માં કીધા. જેણે તેઓને મારી નંખાવ્યા. શાહાજાહાન તેના સસરા અસોફખાં અને મોહોબતખાંની મદદથી ઇ. સ. ૧૬૨૮ માં ગાદીએ બેઠો. ત્યાર પછી ચોતરફ બંડ સળગ્યાં. ઇ. સ. ૧૬૨૮માં ઉઝબેક જાતના તાતારના લોકોએ કાબુલમાં બંડ કર્યું ને તે શેહેર લુટી કિલ્લાને ઘેરો ઘાલ્યો; પણ મોહોબતખાંએ તેમને નસાડી મુક્યા. પછી નરસિંહ દેવ નામના હિંદુએ બળવો ઉઠાવ્યો. પણ શાહાજાહાંએ તે તરતજ સમાવ્યો. તેજ વખત માં દક્ષિણના સુબા ખાનજહાંન લોદીએ બાદશાહની સત્તાનો ઇનકાર કર્યો, તેથી બાદશાહે પેહેલાં તેને લાલચ દેખાડી માળવાનો સુબો ઠેરવી પોતાની આણમાં લીધો. તે પોતાના છોકરા મહમદ અસાડા ને અઝમત સાથે શાહાજાહાંની દરબારમાં આ-

ન્યો. પણ ત્યાં તેને ઘણું અપમાન મળ્યું. આથી તેને ફી નો ભરાઇ આવ્યો ને વીજાપુર તરફ ગોવળકોંડાના રાજાઓને પોતાની પક્ષમાં લઇ શાહજાહાંની સામે થયો. બાદશાહે પહેલાં પોતાના સરદાર અસફખાં તથા ઇરાદતખાં વગેરેને તેમની સામે મોકલ્યા. પણ તેઓનાથી ત જીતાયો નહી તેથી પોતે સામો થયો, અને ગોવળકોંડાના રાજા સાથે સલાહ કીધી, તેથી તે રણ ભુમીમાંથી જતો રહયો. પછી તે પોતાના મોટા છોકરા અઝીઝને ત્રીસ સ્વારો સાથે એકલો રેહયો. પછી બાદશાહે અબદુલા નામના સરદારને તેની પછવાડે મોકલ્યો. તેણે ઇ. સ. ૧૬૩૦ માં તેને બુંદેલખંડ આગળ મારી નાંખ્યો. ઇ. સ. ૧૬૩૧ માં પોર્ટુગીઝ લોકોએ કલકતાની પડોશમાં હુગલીનો કિલ્લો લઇ લીધો. પણ શાહાજાહાના હુકમથી ધાકાની ફોજ તેમની સામે થઇને તેમને હરાવીને કતલ કર્યા, ને બંગાલામાંથી હાંકી કાઢયા. ઈ. સ. ૧૬૩૫માં બાદશાહ પોતે દક્ષિણમાં ગયો. વીજાપુર તથા ગોવળકોંડાના રાજાને જીતી અહંમદનગરનો આખો મુલક તાબે કરી ઇ. સ. ૧૬૩૭માં પાછો આવ્યો. એ વખતે કંદહારના હાકેમ અલીમરદાનખાંએ ઇરાનના શાહની ઇતરાજી થવાથી એ [illegible]શાહને સ્વાધીન કીધો. ઇ. સ. ૧૬૪૮.માં ઇરાન[illegible] તે મુલક પાછો હાથ કર્યો. ઇ. સ. ૧૬૪૯મ[illegible] પોતાના છોકરા ઔરંગજેબ અને દારાને તેની સા[illegible] પણ તેઓ તે મુલક પાછો લઇ શક્યા નહીં.

એને ચાર [illegible] દારા, મુરાદ, ને ઔરંગજેબ ને બે છોકરીઓ [illegible] નામ [illegible]

મ અને બીજાનું નામ રોશન હતું. દારા ઊતાવળીઓ અને તામસી હતો, સુજા વીશઇ હતો, મુરાદ મુરખ અને આપમતિઓ હતો, ને ઔરંગજેબ ઘણો લોભી, બાહોશવાળો અને લુચ્ચો હતો. ઇ. સ. ૧૬૫૭માં શાહાજાહાન માંદો પડયો ને જીવવાની આશા નહી રહી, તેથી તેણે પોતાનું સઘળુ રાજ પોતાના પાટવી કુવર દારાને સોંપ્યું. આથી તેના બીજા છોકરાઓ અદેખાઇ કરવા લાગ્યા અને ફોજ લઇ તેની સામે થયા. પેહેલાં સુજાએ બંડ ઊઠાવ્યું પણ દારાના છોકરા સુલેમાને તેનો ગંગા નદીને કાંઠે પરાજય કર્યો. તેથી તેને મોંગીરના કિલ્લામાં સંતાઇ રહેવું પડયું. ઔરંગજેબ પેહેલાં ગોવળકોંડાના વજીર મીર જમાલને મળી ગયો, પણ જ્યારે તેને માલમ પડયું કે એટલા લશ્કરથી જીતી શકાશે નહી; ત્યારે તેણે દારાને એવું ઊંધું સમજાવ્યું કે મારે મારી જીંદગી ફકીરી પણામાં ગુજારવી છે, પણ બીજા ભાઇઓના કરતાં મને તારે વીશ્વ વધારે લાગે છે, માટે હું તને મદદ કરીશ. આથી મુરાદ ભોળવાયો ને પોતાનું લશ્કર તેની શાથે જોડી દીધું. દારાએ જશવંતસીંગ નામના એક રજપુત સરદારને તેમની સામે મોકલ્યો પણ તેઓએ તેમનો પરાજય કરો. ત્યાર પછી દારા પોતે તેની સામે થયો, પણ અંતે હાર્યો. તે કંઇ કારણસર પોતાના હાથી ઉપરથી નીચે ઊતર્યો, તેથી તેના લશ્કરે હાથી ખાલી જોઇ દારા લડાઇમાં મરાઇ ગયો એમ સમજી નાસવા માંડયું. આ લડાઇમાં મુરાદ ઘાયલ થયો હતો તેથી રાજનો સઘળો કારભાર ઔરંગજેબ ચલાવવા લાગ્યો. ત્યાર પછી તે આગ્રે ગયો ને પોતાના બાપ શાહજાહાંનને નજર કેદ કરી તેનુ

રાજ છીનવી લીધું. ઇ. ૧૬૫૮તે ૮ વર્ષ આગ્રામાં કેદ રહી ઇ. સ. ૧૬૬૬ માં મરણ પામ્યો. ઔરંગજેબે પોતે દિલ્લીનો બાદશાહછે એવું જાહેર કીધું ઇ. સ. ૧૬૫૮; પેહેલાં તેણે મુરાદ ને કેદ કીધો ને પછી જૂઠું બહાનું કાહાડી મારી નંખાવ્યો. ઇ. સ. ૧૬૫૯ માં દારાની હાર થઇ તેથી મુલતાન નાશી ગયો પણ ત્યાંના કોઇ રજપુત સરદારે તેને ઔરંગજેબના હાથમાં પસાવી દીધો, જેણે તેને મારી નાખ્યો મીરજમલા નામના સરદારે સુજાને હરાવ્યો, તેથી તે પોતાનાં કુટુંબ સહીત નાસી ગયો, ને આરાકાનમાં મરણ પામ્યો. ઔરંગજેબના છોકરા મહમદ સુલતાને શુજાને લડાઇમાં મદદ કરી હતી, કારણકે તે તેની છોકરી સાથે પરણ્યો હતો; તેથી જ્યારે શુજાની હાર થઈ ત્યારે ઔરંગજેબે તેને પકડી ગ્વાલીઆરના કિલ્લામાં ૭ વર્ષ સુધી કેદ રાખ્યો. એજ કિલ્લામાં દારાના છોકરા સુલેમાનને પણ એણે કેદ કીધો હતો. શાહજાંહાએ દિલ્લીમા મોટી મોટી ઇમારતો તથા મસીદો બંધાવો હતી. તેણે પોતાને માટે હીરા, મોતી તથા માણેકથી મઢેલું એક તખ્ત કરાવ્યું તેમાં સાડા ૬૭ કરોડ રૂપીઆ ખરચ્યા તથા તેની બેગમ મુમતાજ મહેલની યાદગીરી સારૂ પંચોતેર લાખ રૂપીઆ ખરચી આગ્રાની અંદર એક સુંદર ઇમારત બંધાવી.

## ઔરંગજેબ ઈ. સ. ૧૬૫૯—૧૭૦૭

એ ઇ. સ. ૧૬૨૮માં જન્મો હતો એ બાદશાહ પોતાના ભાઇઓને મારી નાંખી તથા પોતાના બાપને કેદ કરી પોતે ગાદીએ બેઠો, ઇ. સ. ૧૬૫૯. ગાદી ઉપર બેઠા પછી એ

ણે આલમગીર એટલે દુનિયાનો જીતનાર એવો ખીતાબ લીધો. તેની ગાદીનો દાવો કરનારા સઘળા મરણ પામ્યા હતા, તોપણ એ આખીવાર નીરાંતથી બેશી શકયો નહી- દિક્ષણમાં સિંહાદ્રી પર્વતની હારમાં કોકણ કરીને પ્રાંતછે ત્યાં એક ઘણો હુશિયાર ચતુર અને શુરો શીવાજી નામનો સરદાર હતો. એ માલોજી ભોશલાના છોકરાના છોકરાં શાહાજી જે વીજાપુરના રાજાની નોકરીમાં હતો તેનો છોકરો હતો. ઇ. સ. ૧૬૨૭માં સ્વીનહી નામના પાહાડ ઊપર એ જન્મ્યો હતો. એને એના બાપે પુનાની જાગીર સોંપી હતી અને તેની ચોકશીને સારૂ દાદાજી કોડદેવ નામના હિંદુને ઠેરવ્યો હતો. અઊરંગજેબ ગાદી ઉપર આવ્યો તે પેહેલાં એણે લડાઇ કરી દક્ષિણમાં ઘણી સત્તા મેળવી હતી. એ ઘણો હીમતવાન અને ચંચળ હતો તેથી ગુજરાત તથા કનારાની વચે વસનારા જંગલી લોકો ઊપર એણે સરદારી મેળવી. તોરાનના કિલ્લાના સરદારને લાંચ આપી તેણે તે કિલ્લો લઇ લીધો. એથી વિજાપુરના હાકેમને ગુસ્સો લાગ્યો તેથી તેના બાપ શાહજીને કેદ કર્યો અને શીવાજીને કાહાવી મોકલ્યું કે હવે જો વધારે હેરાન કરશે તો તારા બાપને મારી નાંખીશું. આ ધમકીથી તે નાહિંમત નહીં થયો. પણ ઔરંગજેબના હાથ તળે ચાકરી કરવાનો કોલ આપી તેની મદદથી તેના બાપને છુટો કર્યો; ને પછી વીજાપુરના હાકેમને તોબા પોકરાવી. અંતે તે હાકેમ થાકયો ને પોતાના સરદાર અફજલખાંને ફોજ આપી તેને તાબે કરવા મોકલ્યો. આ ફોજથી પોતે હાર્યો એવુ ડોળ દેખાડી તેને તાબે થવાનો કોલ મોકલ્યો. એથી અફજલખાંએ પોતાના સરદારને એ વીશેનો બંદોબસ્ત કરવા મોકલ્યો,

શીવાજીએ તેને ભુંડુ સમજાવી એવું દેખાડયું કે તાબે થવાને તૈયાર છું. પણ તાબે થવા પછી શું શિક્ષા કરશે તેનો એને અંદેશો આવ્યો. માટે અફજલખાંએ પ્રતાપ ઘડના કિલ્લા ઊપર ચઢી તેને અભય વચન આપ્યું તેથી શીવાજીએ ઠેરાવ પ્રમાણે પેહેલાં અફજલખાંને તાબે થયો એવું કહી તેને મળવા બોલાવ્યો. અફજલખાં પોતાના ૧૫૦૦ માણસ સહીત તેને મળવા ગયો અને ત્યાં કંઈ દગો નહીંજ થાય એવું ધારી પોતાના લશ્કરને પછવાડી મુકી પોતાના એકજ સ્વાર સાથે તેની તરફ ગયો. શીવાજી તેને આવતો જોઈ પોતે તેની પાસે જવાને બીતો હોય એવું ડોળ દેખાડી આસ્તે આસ્તે તેની સાંમે ગયો. તેણે પોતાના કપડામાં લોઢાનું બખ્તર પેહેર્યું હતું તથા કમરમાં કટાર છુપાવેલી હતી. અફજલખાંને ભેટતાંજ તેણે પોતાની કટાર તેના પેટમાં ભોકીને મારી નાંખ્યો. પછી પોતાના લશ્કરને સાન કરી તેથી તેઓએ અફજલખાંના લશ્કરને ઘેરીને કતલ કર્યું.

ક્યારે ઔરંગજેબે દક્ષિણ હિંદુસ્તાન જીતી લેવાનો ઠરાવ કીધો ત્યારે તેણે પોતાના સરદારને એક લશ્કર આપી શીવાજીને વશ કરવા મોકલ્યો. આ સરદારે તેના ઘણાએક કિલ્લા જીતી લીધા ને સિંગર આગળ તેને હરાવ્યો. આ શરદારને શી રીતે જીતવો તેનો વિચાર કરતો હતો, તેવામાં લશ્કરની એક ટુકડી તેના મેહેલમાં જતી હતી તેમાં પોતાના થોડા હથીઆર બંધ માણસો સહીત સામેલ થયો; ને મેહેલમાં પેસી ચોકીવાનોને મારી તે સરદારને પકડવા જતો હતો, તેવામાં તે નાઠો, પણ એક ઝટકો વાગ્યો તેમાં તેના આંગળાં કપાઇ ગયાં.

ઇ. સ. ૧૬૬૩માં એણે સુરત લુટયું. આથી ઔરંગજેબ ઘ
ણો ગુસ્સે થયો, કારણ કે મક્કે હજ કરવા જનારા અહીથી જ-
તા હતા તેથી તેને બાબુલ મક્કા એટલે મક્કે જવાનો દરવાજો ક
રી કહેતા હતા. ઔરંગજેબે પોતાના સરદાર મીરજા રાજાને તે
ની સામે મોકલ્યો. એણે પુરંધરના કિલ્લા ઉપર ઘેરો ઘાલ્યો.
આ કિલ્લામાં શીવાજીના કુટુંબીઓ રહેતા હતા, અને તેનો સઘળો
ખજાનો પણ તેમાં ભર્યો હતો. જ્યારે તે આ ઘેરો ઊઠાવી શ
કયો નહી ત્યારે તેણે મીરજા રાજા સાથે દિલ્લી આવવાને કબુ-
લ કર્યું. એ સરદારે તેને નજર કેદ કર્યો, પણ તેમાંથી તે નહા-
શી ગયો; ને બનારશ ને જગન્નાથ તરફ જતો રહ્યો. તેણે પા
છી લુટ ચલાવવા માંડી. ઇ. સ. ૧૬૬૪માં સુરત અને રાજા
પુર શેહેર ફરીથી લુટયાં, ને ૧૬૬૫માં મરાઠા લોકોનો રાજા
થયો. એણે ગોવલકોંડા ને બીજાપુરના હાકેમ પાશેથી ખંડણી લે
વા માંડી ને ગીનજીનને વેલોરના કિલ્લા હાથ કરી લીધા. એ
દલીલ નામના સરદારગી સામે લડતાં હાર્યો ને તેની રાજધાની
ના શેહેર તરફ નાહાશી ગયો, ત્યાં ઇ. સ. ૧૬૮૦માં તે મરણ
પામ્યો.

જોધપુરનો રજપુત સરદાર જે ગુજરાતથી અજમેર શુધી
રાજ કરતો હતો, તે પોતાના છોકરા મોહોબતખાં સાથે મળી
જઇ શાહાજહાંને કેદમાંથી છુટા કરવાને છુપી ગોઠવણો કરતો હ-
તો. ઔરંગજેબ પારકા ધર્મનો તીરસ્કાર કરતો હતો તેથી તે
ઓ એનાથી કંટાળ્યા; ને તેના છોકરા મોઅજીમ આજીમ અ
ને અકબરમાંથી કોઇને પણ ગાદી મળે એવી રીતની ગોઠવણ
કરવા લાગ્યા. આ વખતે ઔરંગજેબ માંદો હતો તેથી તે

ઓ તેમની મુશ્કેલીમાં આવી ગયા. પણ તે મોજો થયો ત્યારે તેણે તેમને નરમ પાડ્યા. અકબરે હીંદુઓને જજીઆવેરામાંથી છુટા કીધા હતા તે તેણે પાછો લેવા માંડયો. આથી રજપુતોના દીલ ઊશકેરાયાં, વળી ઇ. સ. ૧૬૭૭માં જશવંતશીંગ મરણ પામ્યો. ત્યાર પછી તેના બહરાં છોકરાં સાથે તેણે ઘણી ખરાબ ચાલ ચલાવીને જશવંત શીંગની સઘળી મીલકત જપ્ત કરી, તેથી દુરગાદાસ તથા મેવાડ ને જેપુરના રામશીંગની સરદારી હેઠલ સુરા રજપુતો તેની સામે થયા. આરંગજેબે પોતાના છોકરા મોઆજીમ, એજીમને, અકબરને તેની સામે મોકલ્યા પણ દુરગાદાસે અકબરને તેના બાપની ગાદીપર બેસાડવાને કબુલ કરીને પોતાની તરફ ખેંચી લીધો, ને તેના બાપની સામે હુમલો કરવા મોકલ્યો. એ લડાઇમાં અકબરની હાર થઇ તેથી તેને કોકણમાં જઇ શીવાજીના છોકરા સંભાજીનો આશરો લેવો પડ્યો, પણ તેણે તેની સાથે ખરાબ વર્તણુંક ચલાવી તેથી કંટાળીને તે ઇરાન તરફ જતો રહ્યો. ત્યાં તે ઇ. સ. ૧૭૦૬માં મરણ પામ્યો. આ તરફ રજપુતો સાથે કેટલીએક મુદત સુધી લડાઇ ચાલ્યા પછી છેવટે બને પક્ષવાળાઓએ કંટાળી ૧૬૮૧માં સલાહ કરી. ને જશવંતશીંગની જે જગાઓ જપ્ત કરી હતી તે તેના છોકરા અજીતશીંગને પાછી આપી. ઇ. સ. ૧૬૮૬માં ઔરંગજેબે બીજાપુર લઇ લીધું ને બીજે વરસે અહંમદનગર, ગોવળકોંડા, કંજેવરામ, કંદાપાનેક ને માલીસાર સર કર્યાં. ઇ. ૧૬૮૯માં શીવાજીના છોકરા સંભાજીને કેદ પકડી મારી નાંખ્યો ને તેના બહરાં છોકરાંને કેદ કીધા. સંભાજીના ભાઇ રામે બીજા સરદારો સાથે જોડાઇ જઇ પાછી તેની

સાથે લડાઇ કરી બાદશાહે પોતાના સરદાર ઝુલફીકર દાદીખાંને
રામબક્ષને તેની સામે મોકલ્યો. તેઓએ ઈ. સ. ૧૬૯૮માં
ગીનજીનો કિલ્લો લઇ લીધો ને રાજારામ નાસી વીસગઢમાં ભરા
ઇ ગયો. ઇ. સ. ૧૭૦૦ ના વરસમાં ઔરંગજેબે સતારા સર
કર્યું. એ જીવતા સુધી મરાઠા સાથે લડ્યો પણ તેમને પુરેપુરા
વશ કરી શક્યો નહી એને એવી બીક હતી કે જેવી રીતે મે
મારા બાપને દુઃખ દીધું છે તેવી રીતે મારા છોકરાઓ મને
દુઃખ દેશે તેથી તેણે મરતાં સુધી તેમને પોતાની પાસે આવવા
દીધા નહી. એનો જીવ જતા પેહેલાં એણે જે જે પાપ કર્યાં હ
તાં તે સાંભરી આવ્યાં તેથી હવે મારા શા હાલ થશે એવું
બોલી ઉઠ્યો. મરાઠા સાથે લડતા દિલ્લીના રાજનો પાયો એણે
નાબળો કરી નાખ્યો હતો અને વળી એના પછી આવનારા
ઓમાં રામ નહી તેથી ઇરાનના બાદશાહ નાદીરશાહે હુમલો ક
રી હજારો માણસને મારી નાંખી લોહીની નીકો વેહેવડાવીને
એ રાજ લઇ લીધું. ઇ. સ. ૧૭૦૬ માં ઔરંગજેબ અહમ-
દનગર ગયો ત્યાં ૧૭૦૭માં મરણ પામ્યો. એના મરણ પછી
એના છોકરા મોઆજીમ અને આજીમ વચ્ચે ગાદી માટે લડા
ઇ થઇ તેમાં આજીમ માર્યો ગયો ને મોઆજીમ ગાદીએ બેઠો.



# પ્રકરણ ૨ જું.

## યુરોપિયન લોકોના થાણા.

### પોરટુગાલ.

ઇસવી સનના પંદમાં સૈકાની આગમજ યૂરોપના લોકો જોડે હિંદુસ્તાનનો વેપાર સામ સામી ચાલતો ન હોતો, પણ આરબ લોકો આ દેશથી માલ લઇ મિસર તથા તુરકસ્તાનનાં લોકોને આપતા તેઓ જીનોવા તથા વેનીસના લોકોને વેચતા, ને અહીંથી યૂરોપના બધા દેશમાં ફેલાતો. પંદરમાં સૈકાની સરૂઆતમાં આખા યુરોપમાં સાહસ કામ કરી આ લાભ મેળવવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. તેનો ફાયદો પોર્ટુગાલના લોકોને પેહેલો મળ્યો.

પોર્ટુગાલના રાજા જાને ઇ. સ. ૧૪૧૮માં આફ્રિકાના કિનારા ભણી આવેલી જગાનો શોધ કરવાને જુઆન ગોનઝલીસ ને ત્રીસત્રમવાઝ નામના બે વહાનવટીઓને એક વહાન આપી મોકલ્યા. જેઓએ આટલાંટીક માહાસાગરમાં આવેલાં મડેરા ને પોરટો શેન્ટો નામના બેટોનો શોધ કીધો ઇ. સ. ૧૪૨૦. વળી ૧૪૬૧માં કેપડીવરડના ટાપુઓ શોધી કહાડવાથી આફ્રિકાના કિનારાની આસપાસથી હિંદુસ્તાન તરફ જવાનો રસ્તો શોધી કાઢવાની મોટી જીગ્નાસા તેઓમાં ઉત્પન્ન થઇ. પોર્ટુગાલના રાજા બીજા જાને ૧૪૮૭માં બાર્થોલોમ્યુ ડિયાજ નાંમના પોર્ટુગીજ વહાણવટીને ત્રણ વાહણો આપી મોકલ્યો એણે આફ્રિકાની દક્ષિણની ભુશિરની પ્રદક્ષિણા કીધી, અને ત્યાં તોફાન નડ

વાથી તેનું નામ તોફાની કેપ ઠરાવ્યું. પણ એ રસ્તેથી હિંદુસ્તાન જેવા માતબર દેશ સાથનો વેપાર ખુલ્લો થશે, એવી આશા પડયાથી પોર્ટુગીજના ઇમાન્યુએલ રાજાએ તેને સારી આશાની ભૂશિર(કેપ આવ ગુડ હોપ) એવું નામ આપ્યું. હવે એની સાથના માણસોએ આગળ વધવાને નાપાડવાથી તથા તેમની પાસે પુરતો ખોરાક ન હોવાથી તેને પાછું ફરવુ પડ્યું. બારથોલોમ્યુ ડીઆઝ આફ્રિકાની દક્ષિણ બાજુની શોધમાં હતો. તેવામાં પેદ્રો, કોવીલ,હેમે, મલબાર અને કિનારા ઊપરના કાલીકટ,, કાનાનોર, ને ગોઆ, એ મુખ્ય શહેરોનો તથા આફ્રિકાની પુર્વે સોહાલા દેશનો ને ઇરાની અખાતમાંના ઓરમઝના ટાપુનો તેણે શોધ કીધો તથા તેઓમાં ફરી વળ્યો. આ અરસામાં સ્પાનીયર્ડ લોકોની મદદથી ક્રીસ્તોફર કોલંબસે એક નવા મહાદ્વીપને લગતા બેટોની શોધ કરી ૧૪૯૨. અને ત્યાંની કેટલીક જણસો હિંદુસ્તાનની જણસોની સાથે મળતી આવતી જોઇ, તેથી હીંદુસ્તાન પાસે હસે, અને સેહેલથી જવાશે, એવુ અનુમાન કરી તેઓ પુર્વ તરફની શોધ પુરી કરવાને તત્પર થયા. ૧૪૯૭માં પોર્ટુગલના ઇમાન્યુએલે વાસ્કોડીગામાને હિંદુસ્તાન જવાને ત્રણ વાહાણોને ૧૦૮ ખલાસી સાથે રવાને કર્યો. આ વખતે એની સાથે એનો ભાઇ પોલો ને નિકલસ કોહિલહો નામનો વહાણવટી હતો. એણે પાણી લેવા સારૂ સેંટ હેલીનાના ટાપુ આગળ પોતાના વાહાણો લંગાર્યાં, ને દરનંડો વેલોસો નામના પોતાંના એક સોબતીને તે ટાપુનો તપાસ કરવાને મોકલ્યો. પેહેલાં તો ત્યાંના હબ્શિઓએ એને સારો આવકાર દીધો, પણ પાછળથી દુશ્મનાઇનાં ચિન્હો દેખાડયાં તેથી

તે તરતજ પાછો ફર્યો. વાસ્કોડીગામા અહીંઆથી નિકળી સૅન્ટ બ્લાસનો અખાત જેને વલંદા લોકોએ પછવાડેથી મોસલ બે કરી નામ આપ્યું હતું, ત્યાં આવી પોહોચ્યો. પોતાની સાથે તરેહ તરેહનાં નાનાં રમકડાં લાવ્યો હતો તે તેણે ત્યાંના દેશિઓ તરફ ફેંકયાં તેના બદલામાં એને તેમનાં કેટલીક કીમતી પેદાસો મળી. ઘણુ દિવસ સુધી તે ત્યાં રહ્યા પછી તેણે ત્યાંથી વહાણો હંકાર્યાં. આ વખતે એના વહાંણોને ઘણું તોફાન નડયું ને મોટી મુશીબતે તે નેટલ આવી પોહોચ્યો. અહીંઆંના દેશિઓનો રીતભાત તેણે સુધરેલા દેશના લોકોની રીતભાત જોડે મળતી આવતી જોઇ. મારટીન અલોનઝો નામના પોતાના એક ખલાસીને તે દેશની તપાસ કરવા મોકલ્યો. તેની સાથે તેઓ ઘણી માયાથી વરત્યા ને પોતાના બસો માણસો સાથે બીજે દિવસે તેને તેના વહાંણપર પાછો રવાને કરી આપ્યો. ઇ. સ. ૧૪૯૮નો ૨૪મી ફેબ્રુવારીએ તે મોઝેમબીક આવી પોહોચ્યો. અહીંઆના હાકેમે પાણી ખોરાકને બે પાઇલોતોની મદદ આપવાને પેહેલાં તેને હા કહી; પણ તેમ કરી આપવાને ઢીલ લાગવાથી, વાસ્કોડીગામાએ તેનો દેશ ઉજડ કરી નાખવાની ધમકી દેખાડી, તેથી તેણે તેમને જોઇતી ચીજો લેવા દીધીં ને મોમબેઝા સુધી એક પાઇલટની મદદ આપવાને કબુલ કર્યું. મલીંડા તરફ તેના વાંહાંણો આવી પોહોચ્યાં, અને ત્યાંથી મેલમોકના નામનો એક વિશ્વાસુ પાઇલત તેમને મળ્યો, તેની મદદથી હિંદુસ્તાન આવવાને તેને તેના વહાંણો હિંદી મહાસાગરમાં ઝોકાવ્યાં. ૧૪૯૮ની ૧૧મી મેહે તે કાલીકટ આગળ મોટા દબદબા સાથે ઉતર્યો. ત્યાંના રાજા ઝેમોરીને તેને ઘણું માન આપ્યું; ને તેને

તેના કામમાં મદદ કરવા હા કહી; પણ પછવાડેથી તેની રૈયત-ના સમજાવવાથી તે દરેક બાબદમાં તેનો સામો થવા લાગ્યો જેથી વાસ્કોડાગામાને પાછું ફરવું પડયું. તરસીરોઆ આગલ એનો ભાઇ પોલો મરણ પાંમ્યો ને ૧૪૯૮ ના આગષ્ટ મહી-નાંમાં પોતાંની સાથના ૧૦૮ ખલાસીમાં ફકટ ૫૫ સાથે પોર્ટુ-ગાલ આવી પોહોચ્યો. આ લાભકારી વેપાર ચાલુ રાખવાને કાબ્રાલ નામે સરદારને સાત વાહાણો આપી મોકલ્યો. ઇ. સ. ૧૫૦૦ માં રસ્તામાં તોફાન નડવાથી એનાં વાહાણો પશ્ચિમ તરફ ધસડાઇ ગયા, જેથી બ્રાઝિલ તેને હાથ લાગ્યું. આ દેશ પોર્ટુગીજને પાછળથો વધારે કીમતી થઇ પડયો. અહીંઆથી તેણે કેપ આવ ગુડહોપ તરફનો રસ્તો લીધો, જયાં બે મહીના સુધી તેના વહાંણોને તોફાન નડયું જેથી તેના ચાર વહાંણો ડુબી ગયાં તેમાં તેનો સોબતી બાર્થોલોમ્યુ ડિયાઝ પણ ડુબી મુવો. ત્યાર પછી તે કેલીકટ આગળ આવી પોહોચ્યો; જયાં-ના રાજા ઝેમોરીને તેને મોટા માન સાથે પોતાના દેશમાં દાખ-લ કીધો ને તેની સાથે ભારે દોસ્તી ભાવ બતાવ્યો. કેબ્રાલે તેને સુના રૂપાના વાસણો વગેરે ભેટ આપ્યાં; જેથી તે ખુશી થઇ જઇ તેને ત્યાં એક કોઠી ઘાલવાને પરવાંનગી આપી. કેટલાક મુશલમાનોએ અરજ કરવાથી એણે દયુઆર્તિ પેકિકો નામના એક સરદારને કોચીન તરફ હંકરાતું એક વહાણ કાલીકોટના બંદરમાં પકડી લાવવા મોકલ્યો. આમાં ફતેહ થવાથી તેઓ એની તરફ અદેખાઇ કરવા લાગ્યા, અને ઝેમોરીનને સમજાવી તે લોકો ની કોઠીનો નાશ ો, ને તેમનામાંના ૫૦ માણસોને મારી નાંખ્યા. આથી ા તેમનાં દશ વાહાણો લઇ લોધાં, તેની

અંદરનો સરસામન લુટી લીધો, અને ઠેકાણે ઠેકાણે આગ લગાડી કોચીનને કાનાનોર તરફ નિકળી ગયો. કેબ્રાલ ત્યાંથી માલ ભરી પોર્ટુગલ ગયો ઇ॰ સ. ૧૫૦૧. કેબ્રાલ પર પડેલાં દુખોથી પોર્ટુગીજ લોકોના દીલ અંદરથી બળ્યાં, ને તેનાં વેર લેવાને વાસ્કોડીગામાને ૧૫૦૧માં મોકલ્યો. અરબસ્તાન આગળ તેણે મુર લોકોનું એક વહાણ પકડ્યું, ને તેની અંદરના ખલાસીઓ સાથે બાળી નંખાવ્યું. ત્યાર પછી કાનાનોર આવી તે કાલીકોટ તરફ ધસ્યો. અહીંઆં તેણે ૫૦ દેશીઓને કેદ કીધા, ને ઝેમોરીન તરફ એક કાગદ મોકલી જણાવ્યું જે કેબ્રાલને થયલી નુકશાનીનો બદલો ભરી નહી આપશો, તો તે કેદીઓને મારી નાંખવામાં આવશે. ઝેમોરીન તરફથી ખુલાશો નહી મળવાથી તેણે તે કેદીઓને મારી નંખાવ્યા, ને કાલીકોટને આગ લગાડી કોચીન તરફ નિકળી ગયો. પોર્ટુગીજ લોકો સાથે સલાહ કરવાને ઝેમોરીને અહીંઆં એક બ્રાહ્મણને મોકલ્યો. વાસ્કોડીગામા તે વિશેનો બંદોબસ્ત કરવા કાલીકોટ જવા સારૂ નિકળ્યો. અહીંઆં ઝેમોરીનના માણસોએ એને ઘેરી લીધો, પણ પોતાના મિત્ર વીશનતી સોદ્રેની મદદથી તે તેમના હાથમાંથી બચી સહી શલામતીથી પોર્ટુગલ તરફ નિકળી ગયો. એના ગયા પછી ઝેમોરીને એક મોટું લશ્કર એકઠું કરી કોચીનપર હુમલો કીધો; ને ત્યાંના રાજાને પોર્ટુગીજ લોકો સાથે શંબંધ નહી રાખવાને તથા કોચીનમાંના પોર્ટુગીજોને પોતાને સ્વાધીન કરી આપવાને જણાવ્યું. ઝેમોરીન જેવા બળવાન રાજાની સામે થવાના કરતાં તેની માગણી કબુલ રાખવાને જોકે એના પ્રધાનોએ એને ઘ-

ણો સમજાવ્યો, તોપણ તેમના કહેવાપર એણે કાંઇ લક્ષ નહી લગાડતાં પોતાના અંતકાળ સુધી તેમનો બચાવ કરવાને જણાવ્યું. પણ તેના મોટા લશ્કરની સામે એના લશ્કરથી ટકી શકાયું નહી, ને જ્યારે તેનો છોકરો નરમ્બુદ્દા માર્યો ગયો ને તેનું લશ્કર નહાસ ભાગમાં પડ્યું ત્યારે તો કોચીન છોડી વીપીનના ટાપુમાં તેણે આશરો લીધો. પણ જે માણસે આગળ પોર્ટુગીજ લોકોને તેમની સંકટની વેળાએ મદદ કીધી હતી, તેને આ તેની માઠી અવસ્તામાં સહાય કરી તેની ગએલી ગાદી અપાવવી એ ડાહાપણનું કામ છે, એવું પોર્ટુગાલના ઇમાન્યુઅલ રાજાએ વિચાર્યું. તેણે તેની મદદને માટે આલફાનસો આલબુકર્ક, ફ્રાનસીસ આલબુકર્ક ને આનટીન્યો સાલદાહને લશકર આપી મોકલ્યા. તેમના આવી પોચવાથી ઝેમોરીનની રૈયત તે શેહેર છોડી નાસી ગઇ. પછી તેમણે કોચીનના આગલા રાજાને પાછો ગાદીએ બેસાડયો. તેઓ હવે કાલીકોટ ધસી આવ્યા. આ વખતે ઝેમોરીને તેમની સાથે સલાહ કીધી ને પોર્ટુગીજ લોકોને આગળ થયલી નુકસાનીનો બદલો ભરી આપવાને તથા પોતાના દેશ સાથે તેમને વેપાર ચલાવવા દેવાને કબુલ કર્યું. આ પ્રમાણે પાછી શાંતી થયા પછી દુઆર્તી પેકિકો નામના એક પોર્ટુગીજ સરદારના હાથ તળે કોચીનના બચાવ માટે થોડાં માણસો રાખી તેઓ પાછા પોર્ટુગલ ફર્યા. આ સમાધાની લાંબો વખત સુધી ચાલી નહી. આલફાનસો આલબુકર્કને ફ્રાંન્સીસ આલબુકર્કે પોર્ટુગાલ તરફ કુચ કરવા માડી એટલામાં ઝેમોરીને ૧૬૦ વહાણો ને ૫૦૦૦૦ માણસનું લશ્કર લઇ કોચીનપર પાછો હુમલો કીધો. આ

વખતે દયુઆરતી પેકીકો પાસે ફક્ત ૪૦૦ પોર્ટુગીજ લોકોને ૫૦૦ કોચીનના રાજાના માણસો હતાં, જેઓ પાછલાં દુશ્મ-નોના મોટા લશ્કરથી હારી નહાસી ગયાં; તે છતાં દયુઆરતી પેકીકો પોતાનાજ સિપાઈઓથી દુશ્મન સામે ઘણી હિમ્મતથી લડયો ને તેમને પાછા હઠાવ્યા. આ હારથી તદન નિરાસ ન થતાં ઝેમારીને એક બીજું લશ્કર ઉભું કર્યું ને પાછો સામો થયો, પણ આગળની માફક તેના લશ્કરનો પરાજય થયો ને તેના ઘણા માણસો માર્યા ગયા. તેથી તે કાલીકોટ તરફ પાછો ફર્યો. આ બન્ને લડાઈમાં પોર્ટુગીજ લોકોના થોડા ઘાયલ થયાં હતાં તે સિવાય એક પણ માણસ મરણ પાંમ્યું હતું નહીં. આ વખતે દયુઆરતી પેકીકોને આફ્રિકાના કિનારા ઉપર આવેલા એલમીનાનો હાકિમ કીધો. અહીંઆ એની ઉપર જુઠું આળ મુકવામાં આવ્યું, જેથી એના હાથ પગે બેડી ઘાલી પોર્ટુગલમાં લાવવામાં આવ્યો, જ્યાં લાંબો વખત સુધી કેદ રહેવા પછી એને છોડી મૂકયો હતો. ત્યાર પછી થોડા વખત-માં તે મરણ પાંમ્યો. લોપસોઅરેઝ જે દયુઆરતી પેકીકોની બદલીએ આવ્યો હતો, તે જેવો કોચીન તરફ આવી પોંહોંચ્યો કે તરતજ ઝેમારીને કોજી બેકવી નામના પોતાના એક સરદા-રને પોર્ટુગીજ લોકો સાથે સલાહ કરવાને તેની પાસે મોકલ્યો; ને સઘલા કેદીઓને છોડી મૂકવાને તથા વેપાર ચલાવવાને જે સરતો તે માંગે તે કબુલ રાખવા જણાવ્યું. આ ઊપરથી તે કાલીકોટ તરફ ગયો જ્યાં દાખલ થતાંજ તેણે પોતાની તરફ એક વહાંણ આવતું દીઠું. આ વહાંનમાં ઝેમારીને આગળ પકડેલા કેદીઓને પોર્ટુગીજ સરદાર તરફ પાછા મોકલી આપ્યાં.

દસુઆરતીની સામે લડતાં ઝેમોરીનને જે માછલેનીઝથી મદદ મળી હતી, તેમને શરણ કરી આપવાને લોપ સોઆરેઝે તેને જણાવ્યું. તેની આ અરજ કબુલ નહીં રાખવાથી તેણે કાલીકોટને આગ લગાડીને તેનો મોટો ભાગ ઉજડ કરી નાખ્યો. ત્યારપછી કોચીનના રાજાએ અરજ કરવાથી તેણે ઝેમોરીનના તાબા હેઠળનું ક્રેનગોર નામનું શેહેર લઈ લીધું; ને પનેની આગળ દુશ્મનના મોટા કાફલાનો નાસ કરી તે પોર્ટુગલ ગયો.

૧૫૦૫ માં ફ્રાન્સીસ્કો આલમેદાને પોર્ટુગીજ લોકોએ હિંદુસ્તાન માંહેલા થાણાનો સુબો ઠરાવ્યો. આ વખતે વિજેનગરના રાજાએ પોતાના એક એલચીને કીમતી નજરાણા આપી તેની દરબારમાં મોકલ્યો, ને પોર્ટુગલના રાજા ઈમાન્યુઅલના છોકરા જાન સાથે પોતાની છોકરીનાં લગ્ન કરવા જણાવ્યું. આલમેદાએ હોમો નામના પોરટુગીજને કવીલોનનો હાકેમ ઠેરવ્યો હતો, આ જગાની કીમતી પેદાસ હોમો તેમજ બીજા વેપારીઓ વહાણમાં ભરી બીજે બંદર લઈ જતા હતા. એક વેળાએ જ્યારે હોમોને પુરતો માલ મળી શક્યો નહી, ત્યારે તેણે એવો હુકમ કીધો કે જ્યાં સુધી તેના વહાણોમા જોઈએ એટલો માલ ભરાય નહી ત્યાં સુધી કોઈએ પોતાનાં વહાણોમાં માલ ભરવો નહી. આથી તેમના દીલ ઊશકેરાયાં ને પોર્ટુગીજ લોકો સામે બળવો કીધો. આ વખતે ત્યાં ફક્ત ૧૩ જણા હતા, તેઓ એક દેવળમાં ભરાઈ બેઠા. અને-જ્યારે તે દેવળ બાળી નાખવામાં આવ્યું ત્યારે તેઓ પણ બળી મુઆં. આ ખબર પડતાંજ આલમેદાએ પોતાના છોકરા લો-

રનઝો ને એક કાફલો આપી મોકલ્યો. તેણે તેઓના કેટલાક વાહાણો બાળી નાંખ્યાં.

૧૫૦૬માં મિસર દેશના સુલતાન ખાનસુ ઘોરીએ હિંદુસ્તાનમાંથી પોર્ટુગીજ લોકોને હાંકી કાઢવાને મીર કાસમ નામના સરદારને એક કાફલો આપી મોકલ્યો. આ કાફલો કોચીન આગળ આવી પહોંચે તથા બીજા દેશી રાજાની તેને મદદ મળે તેની આગમજ રસ્તામાંજ તેનો નાશ કરી નાખવાને આલમેદાએ પોતાના છોકરા લોરનઝોને કેટલાક વહાણો આપી મોકલ્યો. લોરનઝો એક આખો દીવશ સુધી તેની સામે ઘણી હિંમતથી લડયો, પણ જ્યારે બીજી સવારે ગુજરાતના રાજા મહંમદ બેગડા તરફથી મલીકાઝની સરદારી તળે દુશ્મનને મદદ મળી આવી ; ત્યારે તેનાથી તેમના જોડાયલા લશ્કરની સામે ટકી શકાયું નહી, ને પોર્ટુગીજ લોકોના ઘણા માણસો માર્યાં ગયાં, જેમાં તેમનો સરદાર લોરનઝો પણ હતો. પોતાના છોકરાના મરણનું વેર લેવા સારૂ આલમેદા ૧૯ વહાણોનો કાફલો તૈયાર કરી તેમની સામો થયો. પેહેલાં તેણે કાબુલના શેહેરપર હુમલો કીધો ને પોતાના લશ્કરને તેનાપર લુટ ચલાવવા દઈ, આગ લગાડી તે ઊજડ કરી મેલ્યું. ત્યાર પછી તે ખંભાતના અખાત તરફ ગયો. આ વેળાએ મિસર દેશના બાદશાહે તેગની સાથે સલાહ કરવા માંગ્યું, પણ આલમેદાએ તેમ કરવાને નાપાડયું ; ને તેના તથા ગુજરાતના રાજાના લશ્કરને દીવ આગળ હરાવી સઘળા કેદીઓને મારી નાંખવાનો હુકમ આપ્યો. આલફોન્શો આલ્બુકર્કને પોર્ટુગલના રાજા ઇમાન્યુઅલે આલમેદાને બદલે સુબા તરીકે મોકલ્યો હતો

ઇ. સ. ૧૫૦૮. આલમેદાએ કેટલોક વખત સુધી પોતાના હોદ્દાનું રાજીનામું આપવાને આનાકાની કર્યા પછી ફરનાન્દો કુટીનો નામના એક વગવાળા ગ્રહસ્થના સમજાવાથી આલ્બુકર્કને પોતાનો ઓહ્દો સોંપીને પોર્ટુગલ જવા નિકળ્યો, પણ આફ્રિકાના કિનારા આગળ આવતાં મરણ પામ્યો ૧૫૦૯.

આલમેડા પછી આલફાન્સો આલબુકર્ક સુબો ઠર્યો. આ માણસ રાજ મેળવવાને ઘણો આતુર હતો. તેની ખરી મતલબ સ્વતંત્ર રીતે બંદરો કબજામાં લઇ વેપાર કરવાની હતી. આ વખતે આખા હિંદુસ્તાનપર ગેરબંદોબસ્ત ચાલતો હતો જેથી તેપર સેહેલાઇથી ફતેહ મેળવી પોર્ટુગલના રાજાની સત્તા બેસાડવાની તેને આશા મળી. તેણે પેહેલા પોર્ટુગીજ સરદાર કુટીનોને કેટલુંક લશ્કર આપી કાલીકોટપર ચઢાઇ કરવા મોકલ્યો, જેમાં પોર્ટુગીજોની હાર થઇને કુટીનોને બીજા મુખ્ય સરદારો માર્યા ગયા. ત્યાર પછી તેણે તીમ્બુજી નામના એક દરિયાઇ લૂટારાની ઉશ્કેરણીથી ગોવાપર ચઢાઈ કીધી, જે તે વખતે વિજાપૂરના રાજાના કબજામાં હતું. પેહેલાં તો તેણે સેહેલાઈથી તે શેહેર હાથ કરી લીધું, પણ પાછળથી યુસફ આદિલશાહ નામના સરદારે તેને ત શેહેરમાંથી હાંકી કાઢયો. આલફાન્સો આલબુકર્કે ત્યારપછી તરતજ તેપર એક બીજો હલ્લો કીધો, જ્યારે વિજાપૂરનો રાજા બીજા દેશિ રાજવાળાની મદદ લેઇ ૪૦૦૦૦ માણસનું મોટું લશ્કર લઇ સામો થયો. કેટલોક વખત સુધી બંન્ને પક્ષો તરફથી જોસ ભરી લડાઇઓ ચાલ્યા પછી આખરે એ શેહેર પોર્ટુગીજને તાબે થયું ૧૫૧૦. તેણે સિયામ, જાવા ને સુમાત્રાના દેશિ રાજાઓની દરબારમાં

પોતાની તરફથી એલચીઓને મોકલ્યા, તેમજ તેમની તરફથી આવતા એલચોને પોતાની દરબારમાં ભારે માન આપ્યાં. તેણે વળો દેશી ને પોર્ટુગીજો વચ્ચે પરસ્પર લગ્ન કરવાની રીત પાડી ને પોતાના હાથમાં કેદ પકડાયલી દેશિઆનુને પોર્ટુગીજ સાથે પરણાવી આપી. ૧૫૧૧માં તેણે ઇરાની અખાતપર આવેલો ઓરમઝ બેટ કબજે કીધો. આ ફતેહથી હિંદુસ્તાન, ઇરાંન ને એશિઆ ખંડના પશ્ચિમ ભાગ તરફના દેશો સાથે વેપાર ખુલ્લો થયો. એજ વર્ષમાં તેણે મલાક્કાપર હુમલો કીધો, આ વખતે દેશિઓએ ઘણી બહાદુરીથી તેનો અટકાવ કર્યો તે છતાં તે તેને હાથ થયું. આ ફતેહથી ચોન અને પૂર્વ તરફના ટાપુ સાથનો વેપાર ચાલુ થયો. એના વખતમાં પોર્ટુગીજ લોકોની સત્તા પૂર્વમાં ઘણી વધી પડી હતી. તેમના વહાણો હિંદુસ્તાનના મહાસાગરમાં આવવા લાગ્યા. હિંદુસ્તાન સાથે તેમનો બાહોળો વેપાર ચાલતો; ને પશ્ચિમમાં ઓરમઝના બેટ ને આફ્રિકાના પુર્વ કિનારાથી તે પુર્વમાં મલાંચાના દ્વિપકલ્પ સુધીના સઘળાં બંદરો તેઓના કબજામાં હતાં. પણ જે માણસે હિંદુસ્તાનમાં પોરટુગીજની સત્તા આટલી વધારી હતી તેને તેના સુઠાવણામાં વગર કારણે બરતરફ કર્યો, અને તેની જગાએ લોપેઝ શોએરેઝને સૂબો ઠરાવ્યો ૧૫૧૫. એ ૧૫૧૫ની ૨૬ મી ડીસંબરે ગોવામાં મરણ પામ્યો, તેની લાસને મોટા દબદબા સાથે દાટવામાં આવી હતી.

૧૫૩૪માં જ્યારે ગુજરાતના રાજા બાહાદરશાહ ને હુમાયુ વચ્ચે ખટપટ ચાલતી હતી ત્યારે ન્યુનાદી એકુનાએ દિવપર હુમલો કીધો. બહાદુરશાહ તેની સામો થયો પણ આખરે તે શ-

હેર આપી દેવું પડયું ને તેમને ત્યાં એક કિલ્લો બાંધવા દીધો. પાછળથી જ્યારે મિસર દેશના પાદશાહને તુર્કસ્તાનના સુલતાન પાસેથી મદદ મળી ત્યારે તે શેહેર પાછું હાથ કરી લેવાને એ-વાર તેણે તેનીપર હુમલો કીધો, પણ બંને વખતે પોર્ટુગીજ લોકોએ તેને મારી કાઢયો. ૧૫૭૧માં વિજાપુરનો આદીલશાહ અહમદનગરના મરતેઝ નીજામશાહ ને કાલીકોટના ઝેમોરીને ગો-વાપર ઘેરો નાખ્યો. આ ઘેરો દસ મહીના શુધો નાખી મૂ-કવા પછે ભાગતી દશા આવી, તેઓના સંસ્થાનો એક પછી એક જતાં રહ્યાં ને તેઓનાં હિંદુસ્તાન સાથનો સઘલો વેપાર વલંદા લોકોએ હાથ કરી લીધો. વલંદા લોકોએ ૧૬૦૭ માં મોલકાનાં બેટો અને ૧૬૪૦ માં મલાકાનો દ્વિપકલ્પ લેઇ લીધા; ને ૧૬૫૬માં સિલોન હાથ કરી લઇ ત્યાંથી પોર્ટુગીજોને હાંકી કાઢયા. ૧૬૨૨ માં ઇરાનના શાહે ઓર્મઝનો ટાપુ છી-નવી લીધો; ને મસકતના ઇમામે આફ્રિકાના પૂર્વ કાંઠા તરફ આવેલી તેમની સઘલી જગા એક પછી એક લેઇ લીધી; ૧૬૩૧ માં બંગાળામાંથી શાહજાંહે તેમની સત્તા કાઢી નાખી; ને ૧૬૩૯ માં મરાઠા લોકોએ વસઇ કબજે કીધું. એ રીતે તેઓના કબજામાંથી જતાં જતાં હાલ હિંદુસ્તાનમાં ગોવા, દમન ને દીવના સંસ્થાનો તેમના હાથમાંછે.

## વલંદા.

વલંદા લોકોનો દેશ સ્પેનને લાંબો વખત સુધી તાબે હતો. આ દેશના રાજા બીજા ફીલીપના જુલમથી કંટાલી તે-ઓએ તે દેશ સામે બલવો કીધો; ને કેટલોક વખત સુધી ઘણી

હિમ્મતથી લડ્યા પછી સ્વતંત્ર થયા હતા. ઈ. સ. ૧૬૦૯ માં એ લોકો દરિયાઈ સત્તામાં યૂરપના સઘળા રાજવાળા કરતાં ચઢીયાતા ગણાતા હતા. તેઓ દરિયો ખેડી મૂખ્ય કરી પોતાનું ગુજરાન ચલાવતા હતા, જેથી તે કળામાં ઘણા પ્રવીણ હોવાથી પૂર્વ તરફના છેક દુરના દેશો સાથે વેપાર ચલાવવાની તેમનામાં હોંસ ઉત્પન્ન થઈ. વળી પોર્ટુગલના લોકોને હિંદુસ્તાનની શોધથી ઘણો લાભ થયલો જોવાથી, આ કામમાં તેઓના વિચારોને વધારે ને વધારે પૂષ્ટી મળતી ગઈ. પેહેલાંતો તેઓએ એશિઆ અને યૂરપની ઉત્તર તરફથી હિંદુસ્તાન તરફ આવવાને બેરન્ટઝ નામના એક વહાંણવટીની સરદારી તળે ત્રણ કાફલા મોકલ્યા પણ એ માર્ગે હિંદુસ્તાનનો શોધ નહીં લાગ્યો, તેથી તેઓએ તે રસ્તો મુકી કેપ આફ ગુડ હોપનો માર્ગ પકડ્યો. કોર્નિલિયસ હોટમૅન નામનો વહાણવટી જે લાંબો વખત સુધી લીસ્બોન શેહેરમાં રહ્યો હતો તેણે આ નવા રસ્તાની સઘળી ખબર તેના દેશિ લોકોને પોહોચાડી હતી; જેથી પોર્ટુગલના રાજાએ તેનાપર દૂપ લાવી કેદ કર્યો અને જ્યારે કેટલાક પૈસા આપવા કબુલ્યા ત્યારે છોડી મૂકવાનો હુકમ કર્યો. ૧૫૯૬ માં તેઓએ હથ્થીયાર ને વેપારની જણસોથી ભરી ચાર વહાંણોનો એક કાફલો હોટમૅનને આપી મોકલ્યો. આ કાફલો જાવાના બેટમાં બનામ આગળ આવી પોહોચ્યો. ત્યાંના રાજાએ પેહેલાંતો હોટમૅનને ઘણી સારી રીતે આવકાર દીધો પણ પાછળથી કાંઈ ગેરસમજુતી થવાથી એને કેદ કરાવ્યો, પણ થોડાક દિવસમાં પાછો છુટો કીધો. વળી ૧૫૯૯ માં વલંદા લોકોએ હોટમૅન ને વેનનેકની હકુમત હેઠલ આઠ વ-

હાંણો મોકલ્યા. તેઓ સુમાત્રા ને જાવાના કિનારા ભણી આવી પહોચ્યા, ને મસાલાના બેટો સાથે વેપાર કરવા માંડયો. થોડીક મુદતમાં તેઓ માતબર વેપારી થયા, અને કેટલીક જગ્યાએ કોઠીઓ સ્થાપી. પાંચ વર્ષની અંદર તેઓએ બધા મળી ૪૦૦ થી ૬૦૦ ટન સુધીના ૪૦ વહાંણો કેપ આવ ગુડ હોપને માર્ગે હિંદુસ્તાન ભણી મોકલ્યા; અને ઇ. સ. ૧૬૦૦ માં મલાક્કાના બેટોમાંથી પોર્ટુગલ થઇ વલંદા લોકોનાં હિંદુસ્તાન તરફ જતાં વહાંણોને રસ્તામાં ઘેરી લેવા ૩૦ વાહાંણો તે તરફના દરિયામાં ઝોકયાં. પોર્ટુગીજ લોકોના આ કાફલાને કેપ ડી વર્ડના બેટો આગળ સ્પીલબર્જનની સરદારી તળે વલંદા લોકોની હાર થઇ ને સ્પીલબર્જનનાં વહાંણો કાંઇ નુકશાન થયા વગર હિંદુસ્તાન તરફ આવી પોહોચ્યાથી તેઓ વચ્ચે દુશ્મનાઇ થઇને લડાઇ સળગી ઊઠી. ઇ. સ. ૧૬૦૫ માં તેઓએ એમબૉયના ને તિદોરમાંથી પોર્ટુગીજ લોકોને હાંકી કાઢયા. ૧૬૨૧ માં વલંદા લોકોએ એમબૉયનાના ટાપુમાં ૧૦ અંગ્રેજો, ૧ પોર્ટુગીજ ને ૯ જાપાનીસોને મારી નાખ્યા હતા. ત્યારપછી આડમીરલ મેતલીફે મલાક્કા ઊપર ઘેરો ઘાલ્યો, પણ છ અઠવાડીયાં પછી તેણે તે ઘેરો કાઢી નાખ્યો. ૧૬૦૫ માં વલંદા લોએ ડીઝીવર્તને કેટલાંક વહાણો આપી સીલોનના ટાપુમાં એક કોઠી સ્થાપવા મોકલ્યો પણ તેની ખરાબ ચાલને લીધે ત્યાંના હાકેમે તેને પકડી મંગાવી મારી નંખાવ્યો, અને તેના સોબતીઓ જેઓ સામે થયા હતા તેઓ પણ પછવાડેથી માર્યા ગયા. આ વખતે પોર્ટુગીજ લોકોને મલાક્કામાંથી હાંકી કાઢયા. ૧૬૫૬ મા સિલોન સર કીધું. આ લોકોનાં હિંદુસ્તાનમાં મુખ્ય શેહેરો

મદ્રાસ, નીગાપટમ, પુલીકટ, ચીનસુરા, બીમલીપટમ વગેરે હતાં. આ સઘળી જગ્યાઓ ૧૭૮૩ માં યૂરપમા વર્સેલીસ આગળ સલાહ થઇ ત્યારે અંગ્રેજોને તાબે થઇ હતી. તેઓએ જાવા બેટમાં બતેવીઆ નામે શેહેર વસાવી રાજધાની કરી હતી. ટ્રાનક્વીબાર ને સેરામપુર નામના તેઓના શેહેરો ઇ. સ. ૧૮૪૫માં અંગ્રેજ સરકારે ખરીદ કીધાં હતાં.

## અંગ્રેજો.

પંદરમાં સૈકાની અધવચમાં અંગરેજ લોકોને બીજો નવો રસ્તો શોધી કાઢી વેપાર કરવાનો વિચાર થયો. કેપ આફ ગુડ હોપનો માર્ગ ન પકડતાં તેઓએ ૧૫૫૦માં સર હ્યુ વિલબી ને ત્રણ વહાણો આપી આર્તીક માહાસાગરને રસ્તે મોકલ્યો, પણ તેનાં વાહાણો લાપલાંડના કીનારા તરફ નીકળી ગયા. જ્યાંની કડકતી થંડી ને ભુખમરાથી વિલબી અને તેના શાથના ખલાશીઓ મરણ પામ્યા. આથી તેઓએ નિરાશ ન થતાં ફ્રોબીશર ડેવીશ ને હડશન નામના વહાણ વટીઓને ૧૫૧૩મા અમેરિકાના ઊતર તરફના દરિયા ને રસ્તે કેટલાક વાહાણો આપી મોકલ્યા. પણ અજાણ્યા દરિયાને રસ્તે આવતાં તેઓના ઘણા માણસો મરણ પામ્યાં અને ભારે નુકશાન થયું, જેથી પોર્ટુગીજ ને વલંદા જે રસ્તે હિંદુસ્તાન ભણી આવ્યા તેજ રસ્તે જવાનું ઠીક પડશે એમ ધારી તેઓએ પણ તેજ માર્ગ પકડયો. ૧૬૦૦ ના વર્ષમાં ઇંગ્લાંડની રાણી ઇલિઝાબેથ પાસેથી વેપાર કરવાને પંદર વર્ષની મુદત સુધીનો પટો મેળવી ઇસ્ટ ઇન્ડિયા એવા નામની એક કંપની ઊભી થઇ. આ કંપનીનો

પ્રમુખ જાર્જ આર્લ આફ કમબરલેન્ડ થયો હતો આ સ્ર હસીક કંપનીને વેપાર કરવાની સંધી જોગવાઇ રાણી ઇલિઝાબેથે કરી આપી હતી એટલુંજ નહી, પણ જોન મિલડન હાલ નામના પોતાના એક એલચીને દિલ્હીના શાહનશાહ અકબરની દરબારમાં મોકલી તેમને મદદ આપવા જણાવ્યું હતું. આ નવી ઊભી થયલી કંપનીના ૧૩૦ થી ૬૦૦ ટન સુધીના પાંચ વહાણોનો કાફલો મી૦ લાનકાસ્ટરની સરદારી હેઠલ કેપ આવ ગુડ હોપને રસ્તે હિંદુસ્તાન તરફ આવવા ૧૬૦૧ ના વર્ષની ૨૭ અપ્રેલે ઇંગ્લાંડનો કિનારો છોડયો. આ કાફલો સુમાત્રા, જાવા, મલાક્કા, અને બાન્ડાના ટાપુઓ તરફ આવી પોહોચ્યો જ્યાંથી માદાગાસ્કર અને નિકોબારના ટાપુઓની મુલાકાત લઇ મી૦ લાનકાસ્ટર આ તરફની કીમતી પેદાશ ભરી ઇંગ્લાંડ પાછો ફર્યો. સર એડવર્ડ મીચલ બોરન જેને કંપનીએ તેઓના પેહેલા કાફલાની સરદારી આપવા નામંજુર કીધો હતો તે ૧૬૦૪માં પોતાની તરફથી બે વાહાણો લઇ હિંદુસ્તાન ભણી આવ્યો. એણે જપાનીસ લોકોનું એક વહાણ પકડયું અને તેના ખલાશીઓને કેદ રાખ્યા. પેહેલાં તો તેઓ તાબે થઇ ગયા પણ પછવાડેથી અંગરેજી વહાણના ખલાસીઓની સામાં થયાં. કપટાન ડેવીસ માર્યો ગયો અને મીચલ બોરને ઘણી મેહેનતથી તેમને નરમ પાડયા. મીચલ બોરને ત્યાર પછી ચીનાઓના બે વાહાણો રેશમ ભરી જતાં હતાં તે લુટી પોતાના દેશ ભણી પાછો ફર્યો. ઇંગ્લાંડના પેહેલા જેમ્સ રાજાના વખતમાં કંપનીએ કપટાન હાકીન્સને ત્રણ વાહાણો આપી ૧૬૦૮માં મોકલ્યો હતો. દિલ્હીના શાનશાહ જાહાંગીરે તેને

સારો આદરભાવ દીધો ને કપટાન હોકીન્સ ત્રણ વર્ષ આગ્રે ગુજારી ઇંગ્લાંડ પાછો ફરો. એજ વર્ષમાં કંપનીએ કપટાન એલિકઝાંડર શારપીને બે વહાણો આપી હિંદુસ્તાન તરફ મોકલ્યો પણ કેપ આફ ગુડ હોપ આગળથી તેના વાહાણો છુટાં પડી ગયા. તેઓમાંનું એશેશન નામનું વહાણ આફ્રિકાના પુર્વ કિનારા તરફથી પેમ્બા નામની જગ્યા તરફ નિકળી ગયું; જ્યાંના મુર લોકોએ તેની ઊપર હુમલો કીધો ને તેની અંદરના કેટલાક ખલાશીઓને મારી નાંખ્યા. ત્યાર પછી તે વાહાણમાંના બાકીના માણસો સેચેલીઝના બેટો ભણી આવ્યા; જેમાંથી નિકળી એડન ને મોખા તરફ કેટલોક વખત લંગર નાંખી રહ્યા. અહીં આંથી તેઓ દીવ તરફ આવી પોહોંચ્યા તે ખંબાતના ગખાત ને રસ્તે સુરત તરફ જતાં તે વહાણ એક ખડક સાથે અથડાયું ને તેના કટકે કટકા થઇ ગયા. યુનીયન નામનું બીજું વહાણ માદાગાશકરના બેટ તરફ નિકળી ગયું હતું. ત્યાંથી ઝાંઝીબાર આવી પોહોચતાં તેમાંના કેટલાક માણસો ત્યાંના દેશિઓ સાથે લડતાં માર્યા ગયા. અહીંથી નિકળી તે વહાણ સુમાત્રાની ઊત્તરે આવેલી એકીન નામની જગ્યાએથી કેટલોક માલ ભરી ઇંગ્લાંડ તરફ કુચ કરી ગયું. ૧૬૦૯મા કંપનીએ એક બીજો ત્રણ વાહાણનો કાફલો સર હેનરી મીડલટનની સરદારી હેઠલ સુરત ભણી મોકલ્યો. કેપ આવ ગુડ હોપને રસ્તે તે મોખા આગળ આવી પોહોચ્યો, ત્યાંના તુર્કીઓએ તેને પકડી શેના નામની જગ્યાએ કેદ કીધો. પણ થોડા વખતમાં છુટા થયા પછી ખંબાતને રસ્તે સુરત જવા નિકલ્યો. રસ્તે જતાં ડોન ફ્રાન્સીસકો ડી સોટા નામનો એક પોર્ટુગીજ સરદાર

તેની સામો થયો, પણ તેની હાર થઇ, અને મીડલટને તેનું વહાણ જે હિંદુસ્તાનની કીમતી પેદાશથી ભરેલું હતું તે હાથ કરી લીધું. તે ૧૬૧૧માં સુરત આવી પોહોંચ્યો જ્યાંના હાકેમ મોક્રીબખાંએ તેને એક કોઠી બાંધવા દીધી. અહિઆના દેશિ સાથે કેટલાક દહાડા સુધી પરસ્પર વેપાર ચલાવ્યા પછી તે ઇંગ્લાંડ જવા નિકળ્યો, પણ રસ્તામાં તે માંદો પડ્યો ને જાવાના બેટમાં મરણ પામ્યો ૧૬૧૧. દિલ્લીના શાનશાહ જાહાંગીરે ૧૬૧૨ માં પોતાના રાજમાં કંપનીને ચાર કોઠીઓ સ્થાપવાને પરવાનગી આપી. ૧૬૧૫માં પેહેલા જેમ્સે સર ટી રો નામના અંગરેજને જહાંગીરના દરબારમાં મોકલ્યો તેને ત્યાં ઘણું માન મળતું ગયું, ત્રણ વર્ષ સુધી તે તેની દરબારમાં રહ્યો. અને બાદશાહ સાથે નવી કંપનીના ફાયદાને માટે લગતા કેટલાક હક મેળવ્યા. ૧૬૧૬માં કંપનીએ શુરત, મછલીપટમ, કાલીકોટ બનદમ ને અજમેરમાં બીજી નવી કોઠીઓ બાંધી. ૧૬૨૧માં વલંદા લોકોએ એમબોયનાના ટાપુમાં કપટાન ટાવરસન, સેમ્યુઅલ કોલસન, જાન કલાર્ક વગેરે કેટલાક અગ્રેજો તે સાથે એક જાપાનીસ અને થોડા પોર્ટુગીજોને ઘણી ઘાટકી રીતે મારી નાખ્યા, જો કે તે વખતે યૂરોપમાં અંગ્રેજ અને વલંદા લોકો વચ્ચે સલાહ હતી. આથી કરીને ઇંગ્લાંડમાં સઘળા અંગ્રેજોના દીલ ઊશકેરાયાં અને તેમને થએલી નુકશાની ભરી આપવાને વલંદા લોકોને જણાવ્યું. પણ જ્યારે તેઓએ લાંબો વખત સુધી આનાકાની કર્યા કીધી ત્યારે અંગરેજોએ તેમનાં વહાણો અટકાવ્યાં તેથી ૧૬૫૪ માં ક્રામવેલના વખતમાં દરેક પક્ષવાળાના ચાર ચાર

માણસો મળી આઠ માણસોના હાથમાં તેની તપાસ કરવાનું કામ સોંપ્યું. આ તપાસથી વલંદા લોકો પાસેથી કંપનીને ૮૫૦૦૦ પાઊંડ અપાવ્યા. વળી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનો લાભ જોઇ બીજા અંગ્રેજો ઊશ્કેરાયા અને તેમણે નવી કંપની કાઢી ૧૬૩૫માં પટો મેળવ્યો. આ બંને કંપની વચ્ચે કેટલોક વખત સુધી ગેર સમજુતી ચાલવા પછી ૧૭૦૮માં તેઓ જોડાઇ ગયા. અને તેમણે યુનાઇટેડ ઇસ્ટ ઇંન્ડિયા કંપની એવું નામ ધારણ કરી કારભાર ચલાવવા પોતાનામાંથી ચોવીશ જણને ડિરેક્ટર નેમ્યા. ૧૬૩૮માં દિલ્લીના શેહેનશાહ શાહજાનનની છોકરીને બોટન નામના એક અંગ્રેજી વૈદે સાજી કીધી જેથી બાદશાહને કહી કંપનીને માટે વેપાર કરવાના વધુ હક મેળવ્યા. ૧૬૩૯માં ચંદ્રનગરના રાજાની પરવાનગી મેળવી મી૦ ફ્રાન્સીસ દેએ ફ્રોર્ટ મદ્રાસ નામનો એક કિલ્લો બાંધ્યો. પછી કયારે માંડલ કીનારાપર કડલાર પાસે ટગણાપટમમાં ફોર્ટ સેંટ દેવીડ નામનો કિલ્લો બાંધ્યો અને ૧૭૦૦મા કંપનીએ એક બીજો કિલ્લો બાંધ્યો જેને ઇંગ્લાંડના ત્રીજા વિલિયમ રાજાના નામપરથી ફ્રોર્ટ વિલિયમ એવું નામ આપ્યું. ૧૬૬૨માં ઇંગ્લાંડનો રાજા બીજો ચાર્લિસ પોર્ટુગાલના રાજાની છોકરી કેથેરાઇન જોડે પરણ્યો, જેથી પોર્ટુગાલના રાજાએ તેની છોકરીની પેરામણીમાં મુંબઇનો બેટ આપ્યો અને ચાર્લિસ રાજાએ ૧૬૬૮ માં વાર્ષિક રકમનો અમુક આંકડો લેવા કરી કંપનીના સ્વાધીન કીધો; જેઓએ ત્યાર પછી સુરતમાંથી પોતાનું મુખ્ય મથક કાઢી નાંખી મુંબઇમાં કર્યું. ૧૬૬૪માં મરાઠા લોકોના સરદાર શીવાજીએ સુરતપર હુમલો કીધો અને તેપર લૂટ ચલાવી તે વખતે સર જૉર્જ ઓક્ષેનદેને ઘણી હિ-

મતથી ત્યાંની અંગ્રેજી કોઠીનો બચાવ કીધો. ૧૬૯૬ માં કંપનીએ ચતાનતી, કલકતા, ગોવીંદપૂર ઔરંગજેબના પૌત્ર અઝીમશાહ પાસથી ખરીદ કરી લીધા. આ પ્રમાણે પોર્ટુગીજ તથા વલંદા લોકોમાં ફ્રેન્ચ લોકો વેપાર કરવાની તથા રાજ મેળવવાની ઇચ્છાથી હિંદુસ્તાનમાં આવ્યા તેથી તેઓની વચે સેહેજ કજીઓ ઉભો થયો અને તેવામાં ૧૭૪૪ માં યુરોપમાં ફ્રેન્ચ અને અંગ્રેજ વચે લડાઇ સળગી તેથી આ દેશનાં એક બીજાનાં થાણા લેવા ફોજો આવી.

## ફ્રેંન્ચ.

ફ્રેંન્ચ લોકોએ હિંદુસ્તાનમાં વેપારને અર્થે અને રાજ મેળવવાના હેતુથી ૧૬૦૪ માં પેહેલો કાફલો મોકલ્યો, પણ ૧૬૬૪ સુધીમાં તેઓ હિંદુસ્તાનમાં એક પણ થાણું મેળવી શકયા નહીં ફ્રેન્ચના રાજા ચૌદમાં લ્યુના આશરા તળે કોલબર્ટ નામના ફ્રેન્ચે ઇસ્ટ ઇન્ડિઆ એવે નામની કંપની ઉભી કીધી અને ફ્રાનશિશ ફેરનની સરદારી તળે એક કાફલો મોકલ્યો જેણે સુરત આગલ એક કોઠી બાંધી. ૧૬૬૯ માં તેઓએ મછલીપટમ આગલ એક સંસ્થાન કીધું ૧૬૭૪ માં વિજાપૂરના રાજા રામ પાસેથી કેટલીક જગા ખરીદ કરી માર્ટિન નામના ફ્રેન્ચે પોંડીચરી નામનું એક શેહેર વસાવ્યું જે અત્યાર સુધી હિંદુસ્તાનમાં તેમનું મૂખ્ય મથક ગણાય છે. આ શેહેર ઉપર શીવાજીએ ૧૬૭૬ માં ચઢાઇ કરી ત્યારે ત્યાંના હાકમ માર્તિને તરતજ તેની સાથે સલાહ કરી મરાઠા લોકોના હાથમા જતાં બચાવ્યું પણ વલંદા લોકોની સામે તેનો બચાવ કરી શકયો

નહીં; તેઓએ ૧૬૯૩ માં તેપર હુમલો કરી પોતાને કબજે કરી લીધું. પાછળથી રોસ્‌ઉવીક આગળ સલાહ થયા પછી આ શેહેર ફ્રેન્ચ લોકોને ૧૬૯૭ માં પાછું મળ્યું. ૧૬૮૮ માં ફ્રેન્ચો-એ હુગલી નદી આગલ ચંદ્રનગર નામનું શેહેર વસાવ્યું પણ અંગ્રેજી સરદાર કલાઇવ અને વોટસને ૧૭૫૭ માં તે તાબે કરી લીધું. ૧૭૨૫ માં તેઓએ મહી લઇ લીધું. માર્તિન પછી ૧૭૩૫ માં ડુમસ પોંડીચરીનો હાકિમ થયો. આ વખતે તાન-જોરના પદભ્રષ્ટ રાજા શાહાજીએ તેની ગાદી પોતાનાભાઇ પ્રતા-પસીંગના હાથમાંથી પાછી મેળવવામાં તેની મદદ માગી; ત્યારે ડુમસે કર્નાટકના નવાબ દોસ્ત અલીના જમાઇ ચંદાસાહેબને તેની મદદે મોકલ્યો. આ લુચ્ચા ને દગલબાજ પુરૂષે સાહાજીને ગાદીએ પાછો બેસાડવાને બદલે કારીકલન અને તેની કેટલીક બીજી જગ્યાઓ લેઇ લીધી ને ફ્રેન્ચ સરદાર ડુમસને સ્વાધીન કરી આપી. ૧૭૩૯ માં ચંદાસાહેબના આ કામથી વીરારના રાજા રાઘોજી ભોસલા ને મોરારી રાવે ૧૭૪૦ માં કર્નાટકપર હુમલો કીધો અને એમ્બુર આગળ લડાઈ થઇ તેમાં ત્યાંનો નવાબ દોસ્ત અલી માર્યો ગયો; અને તેના છોકરા સફદર અલીને ખંડણી આપવી કબુલ કરાવી નવાબ ઠેરવ્યો. ત્યાર પછી તેઓએ પોંડીચરીપર ધસારો કીધો; કારણકે ત્યાં ચંદા સાહેબે તેના કુટુંબ સહીત આવી આશરો લીધો હતો; પણ ફ્રેન્ચ લોકોની સામે ટકી શકાશે નહી એવું ધારી પાછો ફર્યો. વળી ચંદાસાહેબે તેના સાળા સફદઅલીને પોંડીચરી આગળ મારી નાંખ્યો તેથી મરાઠાઓએ ટ્રિચોનોપોલીપર હુમલો કીધો, ચંદાસાહેબને સતારાના કિલ્લામાં ૧૭૪૧ માં કેદ કીધો,

ને મોરારીરાવને ત્યાંનો હાકેમ બનાવ્યો. ચંદાસાહેબ સાત વર્ષ સુધી કેદ રહ્યો અને ૧૭૪૮ માં ડુપ્લીએ મરાઠાઓને સાત લાખ રૂપીઆ આપી છુટો કીધો. ૧૭૪૪ માં ડુમસની પછી ડુપ્લી પોંડીચરીનો હાકેમ થયો. આ માણસ ઘણો ઓહોંસ વાળો ને રાજ લોભી હતો; તેણે અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાને અને આખા હિંદુસ્તાનપર ફ્રેન્ચ લોકોનું રાજસ્થાપવાને ગોઠવણ કરવા માંડી જેનું વર્ણન પાસેના પ્રકરણમાં આવેલું છે.

## પ્રકરણ ૩ જું.

## કર્નાટકની પેહેલી લડાઈ ૧૭૪૪—૧૭૫૪

ઈ. સ. ૧૭૪૪માં જ્યારે યુરોપમાં ઈંગ્લાંડ તથા ફ્રેંન્ચ વચ્ચે લડાઇ સળગી ત્યારે પોંડીચરીના હાકેમ ડુપ્લીએ બુરબોનના હાકેમ લાબોરડોનીઝને ફોર્ટ જોર્જ ઉપર હુમલો કરવા મોકલ્યો. મદ્રાસના હાકેમ જનરલ મોરસે કર્નાટકના નવાબ અનવારૂદીન પાસેથી મદદ માંગી, પણ તે નહીં મળવાથી તે કિલ્લો ઈ. સ. ૧૭૪૬માં ફ્રેંન્ચના સરદારને આપી દેવો પડયો. લાબોરડોનીઝે ૪૪૦૦૦૦ રૂપીયા આપવાની સરતે તે કિલ્લો ઈંગ્રેજોને પાછો આપવાને કબુલ કર્યું હતું. ડુપ્લીએ એ સરત કબુલ નહીં રાખી, પેરેડીસને ત્યાંનો હાકેમ ઠેરવ્યો અને ઈંગ્રેજી બંધવાને પોંડીચરીમાં કેદ કીધા, જેઓમાં મદ્રાસનો આગલો હાકેમ જનરલ મોરસ પણ હતો.

ઇ. સ. ૧૭૪૬માં ડુપ્લીએ ફોર્ટ સેન્ટ ડેવીડ ઉપર હુમલો કીધો જ્યાંથી મેજર લોરન્સે તેને હાંકી કાઢયો. કર્નાટકનો નવાબ અનવારૂદીન આ વખતે સામે થવાથી તે કિલ્લો તેને આપવાને ડુપ્લીએ કબુલ કર્યું હતું; પણ જ્યારે તેમ નહીં કરવામાં આવ્યું ત્યારે તેણે પોતાના છોકરા મફઝખાંને તેમની સામે મોકલ્યો, પણ મોનસ્યર પેરેડીસે તેને સેન્ટ ટૉમની લડાઇમાં હરાવ્યો. એડમીરલ ગ્રીફીને પોંડીચરી ઉપર હુમલો કીધો, પણ અંગ્રેજી લસ્કરમાં મંદવાડ ફેલાવાથી તેને પાછું ફરવું પડયું.

ઇ. સ. ૧૭૪૮માં ડુપ્લીએ કડલોર ઉપર હુમલો કીધો, પણ મેજર લોરન્સે તેને હઠાવી કાઢયો. એજ વર્ષમાં લોરન્સે પોંડીચરીથી બે માઇલ દૂર આવેલા એરીઅનકુપુરના કિલ્લાને ઘેરો નાંખ્યો, પણ ફ્રેન્ચ સરદાર લોએ તેને કેદ પકડયો. ઈ. સ. ૧૭૪૮ માં એલાચે પેલાના કોલકરારથી ડુપ્લીને મદ્રાસ અંગ્રેજોને પાછું આપી દેવું પડયું.

ઇ. સ. ૧૭૪૯માં તેનજોરના રાજા સાહાજીને તેના ભાઈ પ્રતાપસીંગે ગાદીપરથી ઉઠાડી મૂકી પોતે ગાદીએ બેઠો. સાહાજીએ અંગ્રેજોની મદદ માંગી ને તેના બદલામાં દેવીકોટાનો કિલ્લો આપવાને કબુલ કીધું. અંગ્રેજોએ મેજર લોરન્સના હાથ તળે એક લસ્કર મોકલ્યું; પણ તે કિલ્લો તેઓથી લેવાયો નહીં. અને જ્યારે એક બીજું લસ્કર ફરીથી મોકલવામાં આવ્યું, ત્યારે પ્રતાપસીંગે તેમની સાથે સલાહ કીધી, ને દેવીકોટાનો કિલ્લો અંગ્રેજોને આપ્યો, ને સાહાજીને દર વર્ષે એક ચોક્કસ રકમ આપવાને કબુલ કીધું.

ઈ. સ. ૧૭૫૦માં હાઇદ્રાબાદનો નવાબ નિઝામઉલમુલ્ક મરણ પામ્યો. એની પછી નાઝીરજંગ ગાદીએ આવ્યો, જેના દાવા સાથે મીરઝાફરજંગે વાંધો ઉઠાવ્યો. એજ વર્ષમાં કર્નાટકના નવાબ સાદતઅલ્લીના મરણથી અનવારૂદીન ગાદીએ બેઠો પણ તે ગાદીના વારસ દાખલ ચંદા સાહેબ નિકળી આવ્યો. ચંદા સાહેબને અત્યાર સુધી મરાઠાઓએ સતારાના કિલ્લામાં કેદ રાખ્યો હતો; તેને થોડાક વખત પેહેલાં ડુપ્લીએ ૭૦૦૦૦૦રૂપીયા મરાઠાઓને આપી છોડાવ્યો હતો. અનવારૂદીન એરબુરના કિલ્લામાં છાવણી કરી બેઠો હતો તેની સામે ફ્રેંન્ચ સરદાર બુસી ગયો. અનવારૂદ્દીન માર્યો ગયો, અને તેના છોકરા મહમદ અલીએ ટ્રિચીનોપોલીમાં જઇ અંગ્રેજોનો આશરો લીધો, ને ચંદાસાહેબ આર્કાટનો નવાબ થયો. હવે ડુપ્લીએ તેન-જોર ઉપર હુમલો કીધો. આ તકનો લાભ લઇ નાઝીરજંગ મેજર લારન્સ ને મરાઠાઓ સાથે જોડાઈ જઇ, મીરઝાફરજંગની સામે થયો ને તેને કેદ કીધો. અંગ્રેજોએ મહમદઅલીને કર્નાટકનો નવાબ ને નાઝીરજંગને હાઇદ્રાબાદનો નવાબ ઠેરવ્યો. મહમદઅલીએ અંગ્રેજોની બાંહે છોડી દેવાથી ડુપ્લીએ તેને પનેર આગલ હરાવ્યો. ડુપ્લીના કામોથી હારી નાઝીરજંગે અંગ્રેજોનો સંપ છોડી દીધો ને ફ્રેંન્ચ સાથે જોડઇ ગયો. ડુપ્લી સાથે મલી જઇ કદાપાના નવાબે નાઝીરજંગને દગાથી મારી નાંખ્યો ને મીરઝાફરજંગને નવાબ કીધો. આરંગાબાદ તરફ જતાં કરનલના નવાબે મીરઝાફરજંગને ઇ. સ. ૧૭૫૧ માં મારી નાંખ્યો, જેથી બુસીએ નાઝીરના ભાઇ સલાબતજંગ જે તે વખતે કેદખાનું ભોગવતો હતો તેને ગાદીએ બેસાડયો. ના-

ઝીરજંગને મારી નાખવામાં જેઓ સામેલ હતા તેઓમાં કરન-લનો નવાબ એક હતો. નાઝીરજંગને જે જગા આગલ મારી નાખવામાં આવ્યો હતો ત્યાં ડુપ્લીએ એક શેહેર વસાવ્યું, જેનું નામ ફતેઆબાદ રાખ્યું ને પોતાના નામનો એક મિનારો ઉભો કરાવ્યો. કલાઇવે એ બન્નેનો નાશ કર્યો ઇ. સ. ૧૭૫૧ માં કલાઇવે કર્નાટકની રાજધાની આર્કાટ ઉપર ઘેરો ઘાલવા મદ્રાસના હાકેમ સોનડર્સને જણાવ્યું. ચંદા સાહેબે તેના છોકરા રાજા સાહેબને અંગ્રેજોની સાંમે મોકલ્યો, પણ તે આરનીની લડાઇમાં હારી ગયો ને મહમદઅલીને કર્નાટકનો નવાબ કીધો. ઇ. સ. ૧૭૫૨માં લોરન્સ, કલાઇવ, ને મહમદઅલીએ મરાઠાના સરદાર મોરારીરાવની અને મહીસૂરના નાનદીરાજની મદદ મળવાથી ફ્રેંન્ચો સાંમે ત્રિચીનોપોલી ઉપર હુમલો કીધો. ફ્રેંન્ચો સીરીંગાપટમમાં ભરાઇ ગયા ને ફ્રેંન્ચ કેદીઓને ફોર્ટ સેન્ટ ડેવીડમાં લઇ ગયા. ચંદા સાહેબને ફ્રેંન્ચો છોડી ગયા તેથી તે તેનજોરના લશ્કરના સરદાર મકનજીને શરણે ગયો, જેણે તેને દગાથી મારી નાંખ્યો; અને તેનું ડોકું મહીસૂરના સરદાર નાનદીરાજપર મોકલ્યું, તેણે તે સીરીંગાપટમ મોકલ્યું. ત્યાં તે ત્રણ દિવસ સુધી એક દરવાજા ઉપર ખુલ્લું લટકાવી મુક્યું હતું. પ્રતાપસીંગ, મોરારીરાવ, નાનદીરાજ ને મહમદઅલીને જે ભાગ મળ્યા તેથી સંતોષ નહીં પાંમતાં ફ્રેંન્ચ સાથે જોડાઇ ગયા ને ટ્રિચીનોપોલી ઉપર હુમલો કીધો. મેજર લોરન્સે તેમને હાંકી કાઢ્યા ને કોવલોંગ તથા ચીંગલપટના કિલ્લા લઇ લીધા. ઈ. સ ૧૭૫૪ માં ડુપ્લીને પાછો બોલાવી લીધો, તેને હેરાન કરવામાં આવ્યો ને તેની જગાએ

ગોડયુને મોકલ્યો. ડુપ્લી ઇ. સ. ૧૭૬૪ માં ઘણીજ ગરીબી હાલતમાં પારીસમાં મરણ પાંમ્યો.

## કર્નાટકની બીજી લડાઈ ૧૭૫૬—૬૧

ઇ. સ. ૧૭૫૬ માં યુરોપની અંદર અંગ્રેજ ને ફ્રેન્ચ વચ્ચે લડાઇ સળગવાથી, હિંદુસ્તાન માહેલા તેમના એક બીજાના પ્રગણા ઉપર હુમલો કરવાની તૈયારીઓ કરવા લાગ્યા. આ વખતે મહમદઅલીના મદુરા ને તીનેવેલી પ્રગણાની કોલેરીસ નામની એક જંગલી જાતે મેહેસુલ ભરવા ના પાડયું, જેથી અંગ્રેજો તેમની સાંમે લશ્કર લઇ ગયાં. આ તકનો લાભ લઇ ફ્રેન્ચોએ મહીસૂરના નાનદીરાજને મદદ આપવાને બહાને ટ્રીચીનોપોલી ઉપર હુમલો કીધો; પણ અંગ્રેજી સરદાર કપ્ટાન કાલીયદે તેમને મારી કાઢયા. આ વખતે ફ્રાન્સથી નવું લશ્કર લઇ લાલી નામનો સરદાર હિંદુસ્તાનમાં આવ્યો. લાલી ઓહોસોલો, તામસી ને અણવાહિપ હતો. આવતાંવાર તેણે ફોર્ટ સેન્ટ ડેવીડના કિલ્લા ઉપર હુમલો કીધો ને તે લઇ લીધો. ઇ. સ. ૧૭૫૮ માં હાઇદ્રાબાદથી બુસીને તેણે બોલાવી અપમાન કર્યું અને બીજાં પણ એવાં કામો કર્યાં કે જેથી તે સર્વેને અણગમતો થઇ પડયો. નાણું મેલવવા માટે તેણે તેનજોરપર ચઢાઇ કરી પણ ખોરાક તથા દારૂગોળાની તંગાસથી પાછું ફરવું પડયું. પોંડીચરીના સાહુકારો પાસેથી થોડું ઘણું નાણું મેળવી તેણે સેન્ટ જૉર્જના કિલ્લાપર હુમલો કર્યો; પણ ફ્રેન્ચ સરદારો વચ્ચે સંપ નહીં હોવાથી, મેજર લોરન્સ અને તે કિલ્લાના હાકમ પીગતથી હારી ગયો ને પોંડીચરી જવું પડયું. ઇ. સ. ૧૭૬૦ મા કર્નલ કુટે

ફ્રેન્ચોને લાલી ને બુસીની સરદારી હેઠલ વાનદીવાસ આગલ હ-રાવ્યા. આ લડાઇમાં બુસી કેદ પકડાયો. ઈ. સ. ૧૭૬૧ માં કર્નલ કુટે પોંડોચરી, ત્રેમ્બેગર, જીનજી, કડલોર, ત્રીકોમાલી, ચોલમબ્રમ વગેરે કેટલીક જગા લઇ લીધી. એ પછી લાલી ફ્રાંન્સ ગયો, જયાં તેનાપર અન્યાયથી પૈસા મેળવવાનું તથા હિંદુસ્તાનની અંદરના ફ્રેન્ચ સંસ્થાનો ખોઇ દેવાનું તોહમત મુકી તેને ઇ. સ. ૧૭૬૬ માં પારીસમાં ફાંસી દીધો.

## બંગાળાની પેહેલી લડાઈ ૧૭૫૬—૫૭

ઇ. સ. ૧૭૫૬ માં અલાવરદીખાનના મરણ પછી તેનો પૌત્ર સુરાજા દાઊલા ગાદીએ બેઠો. એ ઘણોજ નિર્દય, ઘાતકી ને અંગ્રેજો સામે કટુ વેર રાખતો હતો. એ અંગ્રેજો સાથે લડાઇ કરવાનું બાનું શોધતો હતો. આ વખતે અંગ્રેજો ફોર્ટ વિલિયમની મરામત કરતા હતા, તે કામ બંધ રાખવાને સુરાજા દાઊલાએ હુકમ કીધો, પણ તેના હુકમને તાબે નહીં થ-વાથી, તથા સુરાજા દાઊલાની એક રૈયતે તે કિલામાં આશરો લીધો તેને પાછો નહીં મોકલી આપવાને બાને તથા તે કિલા-માં પુષ્કલ દ્રવ્ય છે એવું ધારી તે મેલવવાના હેતુથી, તેણે તે કિલાપર ચઢાઇ કીધી. સુરાજા દાઊલાએ તેની રાજધાની મુર્શી-દાબાદની નજદીક કાશીમ બજારમાંની એક અંગ્રેજી કોઠી લુટી ને મી૦ વૉટને કેદ કીધો. ફોર્ટ વિલિયમના લશ્કરમાંના સરદાર મી૦ ડ્રેકે પેહેલાં ફ્રેન્ચ તથા વલંદા પાસે મદદ માંગી, પણ તેઓએ મદદ નહીં આપવાથી પોતે કેટલાંક બૈરાં ને છોકરાં સહીત વાંહાણપર ચઢી જઇ તે કિલો છોડી નિકલી ગયો. બાકી-

નાઓને બચાવ કરવાની જોગવાઇ નહીં મળવાથી તેઓએ મી૦ હોલવેલ નામના એક સિવિલિયનને પોતાનો સરદાર ઠેરવ્યો ત્રણ દિવસ સુધી લડયા પછી તેમને શરણ થવું પડયું. અઢાર ફુટ લાંબી ને ચૌદ ફુટ પોહોળી એક અંધારી કોટડી જેમાં જાળીઆનું તો નામજ નહીં તેમાં ૧૪૬ અંગ્રેજોને ઘાલ્યા. સવાર પડતાં ફકત ૨૩ માણસોજ જીવતાં નિકળ્યાં. મી૦ હોલવેલ ને બીજા ત્રણ માણસોને તે કિલ્લા માંહેલા ખજાના વિશે પુછયું, પણ તેઓથી પુરતો ખુલાસો નહીં મળવાથી, તેઓને મારી નંખાવ્યાં ને બાકીનાને છોડી દીધાં. ઇ. સ. ૧૭૫૭ માં આ વેર તાકીદે લેવું એવો, ઠેરાવ કરી કલાઇવ ને આડમિરલ વાટસનની સરદારી તળે એક લશ્કર મોકલ્યું. કલકત્તે આવતાં કલાઇવે મરાઠા દરિયાઇ લુટારાનો-ઘેરીઆનો કિલ્લો લઇ લીધો, ને ત્યાંથી તેઓના સરદાર તુલાજી આંગ્રીઆને હાંકી કાઢયો. ત્યારપછી તેણે કલકત્તે આવી તે શેહેર લઇ લીધું, હુગલીના કિલ્લાપર ઘેરો નાખ્યો ને સુરાજા દાઉલાને નીચલી સરતોપર સલાહ કરવાને ફરજ પાડી :—અંગ્રેજો પાસેથી માલપર દાણ લીધા વગર તેમને વેપાર કરવા દેવો ; ને કલકત્તાનો કિલ્લો પાછો સમારવા દેવો. આ વખતે યુરોપમાં ફ્રેન્ચ ને અંગ્રેજ વચ્ચે લડાઇ ઉઠવાથી કલાઇવે ચંદ્રનગર લઇ લીધું. સુરાજા દાઉલાએ ફ્રેન્ચોને લશ્કર તથા પૈસાની મદદ આપી ને તે અંગ્રેજોની સાંમે થવાને ખુસી સાથે મસલત કરતો હતો. સુરાજા દાઉલાના જુલમથી તેની રૈયત એના પર રાજી નહીં હતી, અને તેના કારભારીઓએ તેને ઉઠાડી મૂકી મીરજાફરને ગાદી આપવાને પ્રપંચ રચ્યો હતો. એ કાવત્રામાં સુરાજા

સરૂજાનો ખજાનચી રેદલબ, તેના લસ્કરનો સરદાર મીરજાફર જગત સેઠ એક મોટો નાણાવટી, અમીચંદ કલકત્તાનો તવંગર બ્રાહ્મણ, તેની દરબારનો અંગ્રેજી એલચી મી૰ વોટ ને કલકત્તાની કાઊનસીલ સામેલ હતી. અમીચંદે લોભને લીધે આ વાત છાની રાખવા ત્રીસ લાખ રૂપીઆનો લેખ અંગ્રેજો પાસેથી લખાવી લીધો. આ લખાણમાં બે દસ્તાવેજ કરી કલાઇવે તેને ઠગ્યો. લડાઇનું કારણ મેળવવા માટે કલાઇવે બંગાળમાંથી ફ્રેંન્ચોને હાંકી કાડવાને, તથા કલકત્તાની આસપાસના મૂલકો ને ફ્રેંન્ચોની સઘલી કોઠીઓ અંગ્રેજોને આપી દેવાને, સુરાજાદાઊલાને જણાવ્યું. આથી સુરાજાદાઊલા મોટું લસ્કર લઇ પ્લાસી આગલ આવી પોહોચ્યો, પણ હારી જવાથી રાજમાહાલ તરફ નહાસી ગયો. નહાસતાં નહાસતાં જે માણસને આગલ સુરાજાદાઊલાએ ગેરવાજબી રીતે હેરાન કીધો હતો તેનાથી તે ઓળખાયો, ને તેણે મીરજાફરને પકડી આપ્યો. મીરજાફરના છોકરા મીરેને રાતોરાત કેદખાનાંમાં તેને મારી નંખાવ્યો. તે વખતે એની ઉમ્મર માત્ર ૨૦ વર્ષની હતી, ને ગાદીપર ફકત પંદર માસનો આવેલો હતો.

## બંગાળાની બીજી લડાઈ ૧૭૫૮—૬૭.

મીરજાફર ને નવાબ તરીકે દિલ્લીના શેહેનશાહના છોકરા શાહઆલમે ને અયોધ્યાના હાકેમ સુજાદાઊલાએ કબુલ નહી રાખ્યો. ઇ. સ. ૧૭૫૮ માં એઓએ પટણાપર ઘેરો નાખ્યો. આ વખતે પટણાનો હાકેમ રામનારાયણ હતો. મુર્શીદાબાદ આગળથી કલાઇવ લસ્કર લઇ આવી પોહોચ્યો એવી ખબર

પડવાથી શુજાઉદ્દૌલા જતો રહ્યો ને શાહઆલમને થોડું નાણું આપી જવા કહ્યું. આ ફતેહથી મીરજાફરને કંપની તરફથી દર વર્ષે ૩૦૦૦૦ પૌંડનું કલકત્તાની આસપાસની જગા માટે ભાડું મળતું હતું તે ક્લાઇવને તેની જીંદગી સુધી આપવા કબુલ કર્યું. અંગ્રેજોની માંગણીથી કંટાળી જઈ મીરજાફરે ચિન્સુરાના વલંદાની મદદ માગી. ઇ. સ. ૧૭૫૯ માં ક્લાઇવ ને કર્નલ ફોર્ડે ચિન્સુરાના લશ્કરનો પરાજય કર્યો. ચિન્સુરાના હાકેમને એ લઢાઈનો થયેલો ખરચ આપવો પડયો તથા માફ માગવી પડી. ઇ. સ. ૧૭૬૦માં ક્લાઇવ ઇંગ્લાંડ ગયો એટલે બંગાળામાં પાછો ગભરાટ ફેલાયો. શાહઆલમ ને સુજા દાઉલાએ ફ્રેન્ચ સરદાર લૉની મદદ લઇ ફરીથી પટણા ઉપર ચઢાઈ કીધી. કર્નલ કાલિયદ ને કપ્તાન નોકસે તેમણે હાંકી કાઢયા. આ વખતે મીરજાફરનો છોકરો મીરેન વિજળી પડવાથી મરણ પામ્યો. મીરજાફરના લશ્કરનો પગાર ચઢી જવાથી તેઓ બળવો કરવાની તૈયારીમાં હતું; તથા અંગ્રેજોને કબુલાત પ્રમાણે નાણું નહી ભરવાથી વાનસી ટાર્ટ મુર્શીદાબાદમાં ગયો ને મીરજાફરને રાજીનામું આપવા સમજાવ્યો. મીરજાફરે ખુશીથી કબુલ કીધું, ને તેના જમાઈ મીરકાસિમને ગાદીએ બેસાડયો. મીરકાસિમને ગાદી મળવાથી અંગ્રેજોને મીદનાપુર, બર્દવાન ને ચીતાગાંગનાં પ્રગણાં મળ્યાં ઇ. સ. ૧૭૬૦. ઇ. સ. ૧૭૫૭ ની સલાહના કરાર પ્રમાણે કંપની પાસથી માલ ઉપર દાણ લીધા વગર તેમને વેપાર કરવાને પરવાનગી હતી. એનો લાભ લઇ કંપનીના ચાકરો પણ દાણ આપ્યા વગર વેપાર ચલાવવા લાગ્યાં જેથી મીરકાસિમની મેહેસુલમાં ઘટાડો થવા લાગ્યો.

જ્યારે મીરકાસિમની આ ફરીયાદપર અંગ્રેજોએ લક્ષ નહી દીધું ત્યારે મીરકાસિમે દેશિઓનું દાણુ પણ માફ કર્યું મીરકાસિમે પટણા આગળ અંગરેજી વાહાણો અટકાવ્યાં; જેથી મી૰ એલીશે પટણાપર હુમલો કીધો, પણ એ અને બીજા કેટલાક કેદ પક-ડાયા. ઇ. સ. ૧૭૬૧ માં મીરકાસિમને ઊઠાડી મુકયો ને તેને બદલે મીરજાફરને પાછો બેસાડયો. મેજર એદમે તેને ઘેરી-આ આગળ હરાવ્યો અને તેનું શેહેર મોંગીર લઇ લીધું, ઇ. સ. ૧૭૬૩ માં મીરકાસિમે પટાણાની અંદર ૧૦૦ અંગ્રેજી સિપાઇ ને ૫૦ ગ્રહસ્થો જેમાં મી૰ એલીસ પણ હતો તેમને સમરૂનામના એક જરમન પાસે મારી નંખાવ્યાં. રામનારાયણ તથા બીજા સાહુકારો જેઓ અંગ્રેજોના મિત્રો હતાં તેના પણ ભોગ કરી નખ્યા હતા. ઇ. સ. ૧૭૬૪ માં મીરકાસિમ સુજા દાઊલા ને શાહઆલમ સાથે મળી જઇ અંગરેજોની સામે ગ-યો. પણ મેજર કરનાકે પટણા ને કોરાહ આગળ ને મનરોએ બક્ષાર આગળ હરાવ્યો. બંગાળામાં પાછી સમાધાનો થાય કે એટલામાં મેજર હેનરી મનરોના લશકરે પગાર વધારવા બંડ કર્યું. તેઓમાંના ૨૪ આગેવાનોને તોપને મોઢે ઊરાડી દીધાં ત્યારે તે બંડ નરમ પડયું. ઇ. સ. ૧૭૬૫ માં બંગાળામાં જોઇતા સુધારા કરવાને કલાઇવને ફરીથી મોકલ્યો. એણે બં-ગાળા ઓરીસા ને બાહાર અંગ્રેજ રાજ સાથે જોડી નાખ્યાં. ને તેનું મેહેસુલ એકઠુ કરવાની સત્તા અંગ્રેજોને આપી; અંગ્રેજી નોકરોનો પગાર વધારો આપ્યો, ને તેમને નજરાણાં લેતા તથા ખાનગી વેપાર કરતા બંધ પાડયા; લશ્કરી ખાતાવાળાને બેવડું બાથું હમેશાં મળતું તેને માટે એવો નિયમ કર્યો કે લડાઇના

વખતે બેવડું આપવામાં આવશે. આથી કરીને લશ્કરના સેનાધિપતિ મેજર મેકડોવેલ ને બીજા ૨૦૦ જણાએ રાજીનામાં આપ્યાં; તેમની જગા મદ્રાસથી માણસો લાવી પૂરી. ક્લાઇવ ૧૭૬૭ માં ઇંગ્લાંડ ત્રીજીવાર ગયો.

---

## પ્રકરણ ૪ થું.

## મહીસૂરની પેહેલી લડાઈ ૧૭૬૭—૧૭૬૯

હૈદરઅલી મહીસૂરના રાજાની ચાકરીમાં રહ્યો ને ધામે ધામે લૂટ ને દગલબાજીથી મોટે દરજ્જે પોહોંચ્યો. આગળ જતાં મહીસૂરના રાજાને ઉઠાડી મૂકી, તથા તેના વજીર નાનદીરાજને દર વર્ષે નાણાની કંઇ રકમ આપવાની કહી મહીસૂરની ગાદીએ બેઠો ઇ. સ. ૧૭૬૫. આ ફતેહથી સંતોષ નહીં પામતાં તેણે સીરા, બોટલી, દુર્ગ વગેરે મહીસૂરની આસપાસ આવેલાં ગામડાંઓ ઉપર ચઢાઇ કીધી. ઇ. સ. ૧૭૬૫ માં બેદનોર શેહેરપર હુમલો કર્યો ને ઘણોક ખજાનો લઇ ગયો તેથી મરાઠાનો સરદાર માધવરામ તેની સામે થયો, પણ હૈદર અલીએ રૂ ૩૨૦૦૦૦૦ આપ્યા, તેથી તે પાછો ફર્યો. ઇ. સ. ૧૭૬૯ માં નીઝામ, મરાઠા, કર્ણાટકનો નવાબ અને અંગ્રેજોએ સંપ કરી તેની સામે થયા. આ વખતે હૈદર અલીએ આપાજીરાવ નામના બ્રાહ્મણ ને મરાઠાના સરદાર માધવરાવ તરફ મોકલ્યોને તેને રૂ૩૫૦૦૦૦૦ આપવા કહી પોતાના તરફ ખેંચી લીધો. એ પ્રમાણે મરજખાંન નામના સરદારને નીઝાંમ પાસે મોકલી કેટલુંએક નાણું

આપવા કહી તેને અંગ્રેજના પક્ષમાંથી છોડી પોતાના પક્ષમાં લીધો. આ વખતે અંગ્રેજી લશ્કરના સરદાર કર્નલ સ્મીથ પાસે ફકત ૬૦૦૦ માણસ ને ૧૬ તોપ હતી તેથી તેમને મદ્રાસ તરફ નાસવું પડયું. હૈદર તેમની પછવાડે ગયો પણ ઇ. સ. ૧૭૬૭ માં ચંગામા અને ત્રીનોમાલી આગળ હારી ગયો. અંગ્રેજની જીત થવાથી નીઝામ પાછો અંગ્રેજના પક્ષમાં પેઠો. ઇ. સ. ૧૭૬૮માં હૈદરે એમ્બુરના કિલ્લા ઉપર હુમલો કીધો પણ કપતાન કાલવર્ટે તેને હાંકી કાઢયો. એજ વર્ષમાં કર્નલ સ્મીથે હોનોર, માંગલોર, વગેરે હૈદરના સાત મુખ્ય કિલ્લા સર કરી લીધા, ને બેંગલોર ઉપર હુમલો કર્યો, ને ફતેહ પામ્યો. એથી હૈદરે વિચાર્યું કે આવા બળવાન શત્રુની સાથે બાથ ભીડવાથી કંઇ વળે એવું નથી માટે બાર માહાલનો મુલક તથા લડાઇના ખરચ બદલ ૧૦૦૦૦૦ રૂપીઆ આપવા કબુલ કરી તેમની સાથે સલાહ કરવા કહેણ મોકલ્યું પણ અંગ્રેજોએ કબુલ કર્યું નહીં. ત્યારપછી થોડે દિવસે કર્નલ સ્મીથની જગાએ કર્નલ વુડ આવ્યો. તે પછી છ અઠવાડીઆમાં હૈદરે પોતાના સઘલા કિલ્લા પાછા સર કર્યા ને કર્નાટક સુબાનો સઘળો મુલક ઉજડ કર્યો. અને બાંગલુર આગલ કર્નલ વુડને પકડી કેદ કર્યો. આથી અંગ્રેજોએ સલાહ કરવા કપતાન બ્રુકને મોકલ્યો પણ હૈદરે એવીતો સખ્ત સરતો ઉપર સલાહ કરવા કહી કે જેથી અંગ્રેજોને પાછો કર્નલ સ્મીથને મોકલવો પડયો. એણે હૈદરના હુમલાનો અટકાવ કર્યો અને ઇ. સ. ૧૭૬૯માં સલાહ કરી એવી સરતોથી કે લડાઇમાં પરસ્પર લીધેલાં ગામો એકબીજાને પાછા આપવા ને કોઇ પારકા રાજવાળાની સામે એક બીજાને મદદ કરવી.

# મહીસૂરની બીજી લડાઈ ૧૭૮૦—૧૭૮૪.

અંગ્રેજો સાથેની લડાઇનો છેડો આવ્યા પછી હૈદરને મરાઠા સાથે લડવું પડ્યું. ઇ. સ. ૧૭૬૯ ની સલાહના કરાર પ્રમાણે હૈદરે અંગ્રેજો પાસેથી મદદ માગી,પણ તે નહી મળવાથી તેણે ૩૨૦૦૦૦૦ રૂપીઆ આપી, તથા દર વર્ષે ૧૪૦૦૦૦૦ રૂપીઆની ખંડણી આપવા કબુલ કરી, તથા પોતાના દેશને ઘણોક ભાગ મરાઠાને આપી ઇ. સ. ૧૭૭૪ માં તેમની સાથે સલાહ કીધો. આ લડાઇમાં અંગરેજોએ મદદ નહીં કરી તેથી તે ગુસ્સે થઈ એક નવો હુમલો કરવાની તઇયારી કરવા લાગયો. જ્યારે ઇ. સ. ૧૭૭૮મા યુરોપમાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે લડાઇ થઈ ત્યારે હૈદર ખુશીથી ફ્રેન્ચ લોકોને જોડાઇ ગયો. અંગ્રજોએ હૈદર સાથે સલાહ જારી રાખવા મીસ્તર ગ્રેનને તેની દરબારમાં મોકલ્યો પણ હૈદરે તેને કેદ કર્યો. ઇ. સ. ૧૭૮૦ માં હૈદરે એક મોટા લશ્કર સાથે સીરીંગાપટમથી નીકળી કર્ણાટક સુબોના સઘળા મુલકનો નાશ કરી કંજેવરામ જીતી લીધું ને ઠેઠ મદ્રાસ સુધી ચઢી આવ્યો. આ વખતે અંગરેજી લશ્કરનો સેનાધીપતી સર હેકટર મનરો હતો તેણે કંજેવરામ આગળ હૈદરના લશ્કરને અટકાવવાને કરનલ બેલીને ગનુર છોડી જવાનો હુકમ કીધો. હૈદરના છોકરા ટીપુએ કરનલ બેલીને રસ્તામાં અટકાવ્યો. તેથી કરનલ ફ્લેટચર અને મનરોને તેની મદદે મોકલ્યા પણ તેની સલાહ પ્રમાણે નહી ચાલવાથી ઇ. સ. ૧૭૮૦માં પીરંબાકમ આગળ તેના લશ્કરનો ઘાણ વાળ્યો. કરનલ બેલી પણ પોતાના ૨૦૦ માણસે સાથે કેદ પકડાયો. ટીપુ તેમને સીરંગાપટમ લેઇ ગયો ને તે-

મની ઊપર ઘણો જુલમ ગુજારી કરનલ બેલી તથા બીજા મુખ્ય સરદારોને મારી નાંખ્યા. આ વખતે ફ્રેન્ચ સરદારો લાલી અને બીમોરીએ ટીપુને મદદ કરી હતી. બેલીની હાર થયા પછી સર હેકટર મનરો મદ્રાસ જતો રહયો. આ લડાઇ થયા પછી ટીપુ કર્નાટક તરફ ધસ્યો ને આર્કાટ ઊપર ઘેરો નાખી સર કર્યું, વળી વાંડીવાશ, વેલોર ને ચીંગલપટપર ઘેરો ઘાલ્યો પણ લેફ્ટેનંટ ફ્લીનટે તે ઘેરો ઊઠાવી લેવાને તેને ફરજ પાડી. પીરંમ્બોકમ આગળ હાર થયા પછી તરતજ વોરન હેસ્ટીંગે સર આયરકુટને જમીન રસ્તે ટીપુની સામે મોકલ્યો, ઇ.સ. ૧૭૮૧. આ નવા સરદારે હૈદરને પોર્ટોનોવો આગળ હરાવ્યો. ત્યાર પછી સર આયરકુટ પોલીલોર આગળ હૈદરની સામો થયો. આ લડાઇમાં બંને પક્ષવાળા એક સરખા ઊતર્યા. પછવાડેથી કરનલ પર્સના લશ્કર સાથે પોતાનું લશકર જોડી ને કુટ શાહેબે વેલોરની નજદીક સોલીંગર આગળ પાછો તેને હરાવ્યો.

ઇ. સ. ૧૭૮૧ માં યુરોપમાં ઇંગલાંડ અને ડચ વચે લડાઇ થઇ.મદ્રાસના હાકેમ લોર્ડ મેકારટની એ સર હેકટર મનરોને લશ્કર આપી નીગાપટમ તરફ મોકલ્યો. તેણે ડચ લોકોના નીગાપટમ, મદ્રાસ, પુલીકટ ને ત્રીંકોમાલી લઇ લીધાં. ઇ. સ. ૧૭૮૩ માં બંને જણા વચે વારસેલીસ આગલ સલાહ થવાથી એ શેહેરો તેમને પાછાં આપવાં પડયાં. સર આયરકુટના ઇંગ્લાંડ જવા પછી કર્નલ બ્રાથવેટને તે જગાએ મોકલ્યો. ટીપુના છુપા જાસુસોએ કર્નલ બ્રાથવેટના લશ્કરને કોલેરૂન નદીને કાંઠે ઘેરી લીધું, ને તાનજોર આગળ તેમનો પરાજય કીધો. આ વખતે

ટીપુના લશ્કરમાંના ફ્રેંચ લોકો વચ્ચે નહીં પડયા હોતતો કર્નલ બેલીના લશ્કરની માફક તેના લશ્કરના હાલ થયા હોત. ઇ. સં ૧૭૮૨માં હૈદરે તેલીચરીને ઘેરો ઘાલવાને જે લશ્કર મોકલ્યુ હતું તેમાંના ૧૨૦૦ માણસો મેજર એબીંગટનના લશ્કરની મદદ વડે કેદ પકડાયાં. આ હારથી હૈદર એટલો બધો નિરાશ થયો હતો કે જો એડમીરલ સફ્રીન ફ્રાંન્સથી બીજું લશ્કર લેઇ તેની મદદે નહીં આવ્યો હોતતો એ કર્ણાટક છોડી જતો રહેત. એડમીરલ સફ્રીને કેડલોરપર ઘેરો નાંખી તે શેહેર લઇ લીધું. મેજર એબીંગટને કેલીકટ જીતી લીધું અને એડમીરલ હયુજીસે ફ્રેન્ચના સરદાર સફ્રીને તેના લશ્કરને ટ્રીનોર આ-ગળ હરાવ્યું. ઇ. સ. ૧૭૮૨માં મેજર એબીગટને કરનલ મેક-લીઅદ ને કરનલ હામર્ટસનના લશ્કર સાથે જોડાઇ જઇ હૈદર-ના લશકરને પનીઆની આગળ હરાવ્યું. હૈદર ઇ. સ. ૧૭૮૨ માં તેની ૮૧ વરશની ઊમરે ચીતોડ આગળ મરી ગ-યો. એના મરણની ખબર સાંભળતાંજ અંગરેજોએ જનરલ સ્ટુઅર્ટને એ લાગ સાધવા મોકલ્યો પણ કાંઇ વળ્યુ નહી. ઇ. સ. ૧૭૮૩માં જનરલ મેથ્યુએ બેદનોરનો કિલ્લો લઇ લીધો. પણ ટીપુ નજદીક છે એવી ખબર નહીં હોવાથી બેદરકાર રહ્યો. એટલામાં ટીપુએ એકાએક તેના લશ્કરને ઘેરી લઇ તે કિલ્લો લઇ લીધો અને મેથ્યુને કેદ પકડયો. ટીપુએ ત્યાર પછી માગલોરને ઘેરો ઘાલ્યો. પણ ઇ. સ. ૧૭૮૩ માં વારસેલીસી આગળ સલાહ થવાથી ફ્રેન્ચોએ પોતાનુ લશ્કર ટીપુના લ-શ્કરમાંથી કાઢી લીધુ તેથી તેણે માંગલોરપરનો ઘેરે કાઢી લેવો પડયો. ત્યાર પછી કરનલ ફલારતનને મહીસૂર

જવાનો હુકમ થયો એણે કરાર, દીંદીગાલ, પાલઘાટ ને કોઇમ્બત્તુર લઇ લીધાં. મદ્રાસના હાકેમ લોર્ડ મેકાર્ટનીએ સલાહ કરવા માગ્યું. તેથી કરનલ ફલરટને ટીપુ સાથે લડાઇમાં લીધેલી સઘળી જગ્યા પાછી આપવી અને લડાઇની વખતે એક બીજાને મદદ કરવી એવી સરતોથી ઇ. સ. ૧૭૮૪મા સલાહ થઇ. ટીપુએ કરનલ બેલી, મેથ્યુને બીજા મુખ્ય સરદારોને મારી નાંખી બીજાને કેદ કર્યા હતા તેમને છોડી મુકયા.

## મહીસુરની ત્રીજી લડાઈ. ઈ. સ.૧૭૮૬-૧૭૯૨

માગલોર આગળ ઇ. સ. ૧૭૮૪ માં ટીપુ અને અંગ્રેજ વચ્ચે સલાહ થઇ હતી તે છતાં ટીપુ લડાઇની છુપી રીતે તઇયારીઓ કરતો હતો. એણે કેનેરા, કુર્ગ, અને કોચીન ઊપર ચડાઇ કીધી અને ૧૦૦૦૦૦ માણસોને ઇશલામી ધર્મ પાળવાને ફરજ પાડી. એના જુલમથી કંટાળીને જ્યારે તેઓ માંના કેટલાક ત્રાવણકોરના રાજાને આશરે ગયા ત્યારે ટીપુએ તે રાજા ઊપર હુમલો કીધો. આ વખતે પાદશાહનો કીતાબ જે ફક્ત દીલ્હીના શેહેનશાહનેજ આપવામાં આવતો હતો તે એણે ધારણ કીધો ઇ. સ. ૧૭૮૮ માં નાના ફરનાવીશની સરદારી નીચે મરાઠાઓ નીઝામ સાથે જોડાઇ ટીપુની સામે થયા. ટીપુએ એદોની અને સેવાનુરના પ્રગણાં લઇ લીધાં અને તેઓને સલાહ કરવાની ફરજ પાડી. આ સલાહ એવી સરતોથી થઇ કે:—જે ૪૫૦૦૦૦૦ રૂપીઆની ખંડણી આજ સુધી હૈદર લેતો હતો તે હવે ટીપુ લે અને તેમાંના ૩૩૫૦૦૦૦ હાલ આપવા. ટીપુએ જીતેના મુલકો પાછા આપવા અને

તેના બદલામાં તેના રાજની હદ તુંગભદ્રા નદી સુધી ક-બુલ રાખવી. ઇ. સ. ૧૭૮૯ માં ટીપુ ૧૪૦૦૦ માણસનું લ-શ્કર લઇ ટ્રાવણકોરના રાજા ઊપર ચઢી આવ્યો પણ તેમા એ-ની હાર થઇ ને એનો સઘળો ખજાનો શત્રુને હાથ ગયો. ઇ. સ. ૧૭૯૦ માં કરનલ ફુલરટન અને જનરલ મેંદોએ દીંદીગાલ, પાલઘાટ, કોઇમબેટુર વગેરે કેટલીક ટીપુની જગાઓ લઇ લીધી ઇ. સ. ૧૭૮૯માં ત્રાવણકોરના રાજાએ ટીપુનો પરાજય કર્યો ત્યાર પછી એણે પાછી ત્રાવણકોર ઊપર ચઢાઇ કીધી. આ વખતે લોર્ડ કોર્નવાલીસે ટીપુને મદદ કરી અને નીઝામ તથા મરાઠાના સરદાર નાનાફરનેવીસને, લડાઇમાં લૂટ મળે તેનો હિસ્સો આપવા કહી પોતાની પક્ષમાં લીધા. ઇ. સ. ૧૭૯૧ માં લોર્ડ કોર્નવોલીસે એરીકિરાની લડાઇમાં ટીપુને હરાવીને બેંગલોરનો કિલ્લો લીધો, અને તરતજ સીરંગાપટમ તરફ કુચ કરી. પણ ખોરાકની તંગાશથી તથા અંગરેજી લશ્કર-માં બીમારી ચાલવાથી અને નીઝામ તથા મરાઠાઓ તરફથી જોઇતો આશરો નહી મળવાથી તેને પાછુ ફરવું પડયું ત્યાર પછી એણે નુનદીદુર્ગનો કિલ્લો લઇ લીધો. ઇ. સ. ૧૭૯૨ માં કુર્ગનો રાજા જેને ટીપુએ કેદ કર્યો હતો તે છુટો થયો. આ રાજા તરતજ અંગરેજોની સોડમાં ભરાયો; એટલામાં નીઝામ તરફથી લશકરની મદદ મળી તેથી લોર્ડ કોર્નવાલીસે પાછી સીરીંગાપટમ ઊપર ચઢાઇ કીધી. આ વખતે ટીપુએ પોતાના તરફના સઘળાં મળી ૨૦૦૦૦ માણસો ખોયા પછી નીચેની શરતો પ્રમાણે અંગરેજો સાથે સલાહ કીધી:—ટીપુએ પોતાનું અડધું રાજ અંગરેજોને આપવું, અંગરેજી બંધ

વાઓને છોડી મુકવા, લડાઇના ખરચ બદલ રૂ ૨૦૦૦૦૦૦૦ અંગરેજોને તથા રૂ ૩૦૦૦૦૦૦ મરાઠાઓને આપવા. અને જ્યાં સુધી સઘળી સરતો પુરી પડે ત્યાં સુધી પોતાના બે છોકરાઓને જામીન દાખલ અંગરેજોને હવાલે રાખવા. ટીપુ સાથની ત્રીજી લડાઇનો છેડો આવ્યો ત્યાર પછી મરાઠાઓ પાસે તુંગભદ્રા નદી શુધીનો ભાગ રહયો; નોઝામ પાસે પનેર સુધીનો ભાગ રહયો અને દીંડીગાલ, બરમાહલ, ટેનીચરી અને કેલીકટ અંગરેજી રાજ સાથે જોડી નાંખવામા આવ્યાં. વીરારજનદ્રા જેને ટીપુએ કેદમાં રાખ્યો હતો તેને પાછો અંગ્રેજે કુર્ગની ગાદી ઊપર બેસાડયો. ઇ. સ. ૧૭૯૪માં ઊપર કહેલી સલાહના કોલકરાર પુરા કર્યા ત્યારે અગ્રેજોએ ટીપુને તેના બંને છોકરા પાછા આપ્યા.

## મહીશુરની ચોથી લડાઇ. ૧૭૯૮ થી ૧૮૯૯

ઇ. સ. ૧૭૯૮માં ટીપુએ પાછી અગ્રેજો સામે થવાની તૈયારી કરવા માંડી. તેણે સીરીંગાપટમનો કિલ્લો સમરાવ્યો. અને ફ્રાન્સના પ્રખ્યાત નેપોલીઅન સાથે કાગળ પત્રનો વેહેવાર ચલાવવા માંડયો. ઇ. સ. ૧૭૯૩ માં સર જોન શોરે નીઝામને મરાઠા સામે થવાને મદદ નહી આપવાથી તે અંગજોના સંપથી છુટો થયો,પણ ટીપુ સાથે લડવાને તેની મદદ લેવા સારૂ કપટાન કર્ક પેટ્રીકને તેની દરબારમાં મોકલી તેને સમજાવી પાછો પોતાના પક્ષમાં ખેંચી લીધો. આ સલાહથી હૈદ્રાબાદમાં પાછું અંગ્રેજી લસ્કર રાખ્યુ ને ફ્રેંન્ચોને તેના દરબારમાંથી કાઢી મુકયા. જનરલ દોવટન જે ઇ.સ. ૧૭૯૪માં ટીપુના છોકરા

ઓને પાછો શોધી આણ્યો હતો તેને ફ્રેન્ચો સાથે કાગળ પત્ર-નો વેહેવાર વગેરે રાખવાનો ખુલાશો લેવા સારૂ ટીપુની કચેરીમાં મોકલ્યો. આ માણસ સાથે ટીપુએ ઘણી અણઘટતી ચાલ-ચલાવી અને અપમાન આપી પોતાના દરબારમાંથી હાંકી કાઢ્યો. આથી જનરલ વેલેસલીએ એક મોટું લશ્કર એકઠું કીધું ને નીઝામના લશ્કરની સરદારી પોતે લઇને સઘળા લશ્કર-નો સરદાર જનરલ હેરીસને ઠેરવ્યો. એ સરદારે ટીપુને હરાવ્યો. ઇ. સ. ૧૭૯૯માં જનરલ હેરીશ કાવેરી નદી ઓળંગી સીરીંગાપટમ આવી પહોંચ્યો. આ વખતે ટીપુએ સલાહ કરવાને માં-ગ્યું, તેથી જનરલ હેરીસે નીચેની શરતો પ્રમાણે સલાહ કરવા-ને જણાવ્યું:—ટીપુએ પોતાનું અડધું રાજ અંગરેજોને આ-પવું, તથા બે કરોડ રૂપીઆ આપવા તેમાંથી એક કરોડ હાલ આપવા અને બાકીના છ માસની મુદતે પુરા કરવા, વળી ટીપુએ પોતાના ચાર છોકરા તથા ચાર મુખ્ય સરદારોને અંગ્રે-જોને સ્વાધીન કરવા, આ સઘળી સરતોની કબુલાત આપતાં તેને ૨૪ કલાકની મેહેતલ આપી. ટીપુએ વીચાર્યું કે આવી સ-રતો પાળી જીવવું તેથી મરવુ સારૂં છે. એણે તરતજ પોતાના અમલદારોની સભા મેળવી. તેઓએ જીવતા સુધી એની સાથે રહી લડવાનું કબુલ કર્યું. ઇ. સ. ૧૭૯૮ ની ૪ થી મેએ જનરલ હેરીસ અને વેલેસલીએ ટીપુને સીરીંગાપટમ આગળ હરાવ્યો તેમાં ટીપુ માર્યો ગયો. એની લાશને મેહેલમાં લઇ જઇ ભારે દબદબા સાથે હૈદરના બંધાવેલા લાલ બાગમાં ડાટી અને તે ઉપર એક ઉમદા ઘોર ચણાવી. ટીપુના મરણ પછી તેનો પ્રધાન પુરનીઆ, તેના લસકરનો મુખ્ય સરદાર કમરૂદીન અને

તેના પાટવી કુંવર હૈદર અંગ્રેજોને શરણ થયા. તેના આખા દેશ ઊપર અંગ્રેજો ફરી વળ્યા. તેના મેહેલની શોધ કરતાં ઘણો ખજાનો, પુષ્કળ જવાહિર તથા રાજને લગતા કેટલાએક કાગળો હાથ લાગ્યા. આમાંના કેટલાએક એંગરેજોની સામે થવાના કાવાત્રાંને લગતા હતા. સીરોંગાપટમની સરદારી કરનલ વેલેસલીને આપી. તેણે પોંતાની ડાહાપણ ભરેલી અને વાજબી વર્તણુંકથો જલદી તે શેંહરમાં શમાધાની કરી લોકોનો પ્યાર મેળવ્યો, અને ટીપુના કુટુંબીઓને વેલોરમાં જઇ રહેવાને કહયું. ઇ. સ. ૧૭૯૯માં લોર્ડ કોર્નવાલીસે મહીસૂરના રાજના ત્રણ ભાગ ર્ક્યા જેમાંના કેનેરા કોઇમબેટુર અને ઊવીનાદના પ્રગણાં અંગ્રેજ સરકારે રાખ્યાં. ગરમકોટા, ગુતી અને હઇદ્રાબાદની પાસેની કેટલોક જગા નોઝામને આપી અને ત્રીજો ભાગ હૈદરે જેના હાથમાંથો મહીસૂરની ગાદી છીનવા લીધી હતી તેના છોકરા કૃષ્ણુરાજ ઊદય જે હાલમાં પાંચ વર્ષની ઊમરનોજ હતો તેને આપ્યો.

---

## પ્રકરણ ૫ મું.

---

## મરાઠાની પેહેલી લડાઇ ૧૭૭૪—૮૨

ઇ. સ. ૧૭૭૩ મા પુનાના પેશવા રાધોબાને ગાદીપરથી ઉઠાડી મૂકી ગંગાબાઇના છોકરાને પેશવા ઠેરવવાને મરાઠા સરદારો તેમાં મુખ્યત્વેકરીને સખારામબાપુ, નાનાફરનેવોસ, હરીપંથ ત્રીંબકમામા વગેરે તેની સામે થયા. ઇ. સ. ૧૭૭૩ માં જયારે

રાઘોબા હૈદરની સાંમે ગયો ત્યારે એ સરદારોએ એક લશ્કર આપી ત્રીંબકમામાને રાઘોબાની સાંમે મોકલ્યો, પણ એ લડાઇમાં રાઘોબાની ફતેહ થઇ ને ત્રીંબકમામા માર્યો ગયો. રાઘોબાને ગુતીના રાજા મોરારીની મદદ મળી હતી. ઇ. સ. ૧૭૭૫ માં રાઘોબાએ મુંબઇના ગવર્નર મી૰ હોર્નબી સાથે સુરત આગળ સલાહની સરતો કીધી. એ સરતો એ હતી કે રાઘોબાએ સાલસેટ તથા મુંબઇની આસપાસના કેટલાક ટાપુ અંગ્રેજોને આપવા, ને તેના બદલામાં અંગ્રેજોએ તેની ગાદી પાછી અપાવવામાં મદદ આપવી. મી૰ હોર્નબીએ કર્નલ કીટીંગને તેની મદદે મોકલ્યો. કર્નલકીટીંગ ખંભાત આગળ રાઘોબાના લશ્કર સાથ જોડાઇ પુના તરફ ધસ્યો. આમાં કર્નલકીટીંગની ફતેહ થઇ પણ તેના ઘણાં માણસો મરણ પામ્યા. કલકત્તાના ગવર્નર જનરલે રાઘોબા સાથેની સલાહ નામંજુર કરીને કરનલ અપટનને મરાઠા સાથે સલાહ કરવાને પુને મોકલ્યો. ઇ.સ.૧૭૭૬ની પેહેલી માર્ચે નાનાફરનેવીસ ને સખારામબાપુ સાથે પુરનધર આગળ સલાહ થઇ; જેની સરતો એ હતી કે અંગ્રેજોએ સાલસેટનો ટાપુ રાખવો ને રાઘોબાને મદદ આપતા બંધ રહેવું પણ કોર્ટ ઑફ ડાઇરેક્ટરોએ આ કામને માટે વોરન હેસ્ટીંગ્સને ઠપકો આપ્યો ને રાઘોબાને મદદ કરવાને મી૰ હોર્નબીને જણાવ્યું. આ વખતે પુનાના મરાઠા સરદારો ફ્રેન્ચો સાથે જોડાઇ જવાથી કલકત્તાનો ગવર્નર જનરલ મી૰ હોર્નબી રાઘોબાને મદદ આપવાને એક મત થયો. ઇ.સ.૧૭૭૯માં કર્નલ ઇજરતનને લશ્કર આપી મોકલ્યો; અને પાનવેલ આગળ આવી તે પુના તરફ ગયો. પણ તલેગામ આગળ આવતાં એ માંદો પડયો જેથી લશ્કરની સરદારી કર્નલ કોકબર્નને

અને મી૦ કારનાકને આપી. મરાઠા સરદારો ૫૦૦૦૦માણસના એક મોટા લશ્કર સાથે સાંમે થયા. આવા મોટા લશ્કર સાંમે ટકર જીલાશે નહીં એવા વિચાર બાંધી કર્નલ કોકબર્ન ને મી૦ કારનાક એ બન્ને સરદારોએ પાછા ફરવાનો ઠરાવ કીધો. પણ મરાઠા લશ્કરે તેમનો કેડો પકડયો, ને અંગ્રેજી લશ્કરના ઘણા માણસો માર્યા જવાથી વરગામ આગળ સલાહ કરવાની તેમને ફરજ પડી. એ સલાહની સરતો એ હતી કે, સાલસેટનો ટાપુ મરાઠાને પાછો આપવો ને અંગ્રેજી લશ્કરને પાછા ફરતાં હેરાન નહીં કરવું. પણ જો રાઘોબા છુપી મસલત કરી સિંધીઆ સાથે નહીં જોડાઇ જતેતો કોકબર્ન ને તેનો સોબતિ મરાઠાને શરણ કરતે. આ હાર થવાથી, ને ઘણી નામોશીભરેલી સરતોં પર સલાહ કરવાથી, કર્નલ ઇજરતને, કર્નલકોકબર્ન ને મી૦ કારનાકને ચાકરીપરથી બરતરફ કીધા. કલકત્તાની સરકારે વરગામ આગળની સલાહ કબુલ નહીં રાખી ને તરતજ કલકત્તેથી રસ્તાને માર્ગે કર્નલ ગોડાર્ડને લશ્કર આપી મોકલ્યો. કર્નલ ગોડાર્ડે પુરંધર આગળ થએલી સલાહ પ્રમાણે ચાલવાને તથા ફ્રેન્ચોને પોતાની દરબારમાંથી હાંકી કાઢવાને મરાઠાઓને જણાવ્યું, પણ એમ કરવાની આગમજ નાનાફરનાવીસે સાલસેટનો ટાપું તથા રાઘોબાને પોતાના સ્વાધીનમાં લેવાને કહ્યું. મરાઠાને અંગ્રેજો વચ્ચે સમજુતી નહીં થવાથી ઇ૦ સ ૧૭૮૦ની જાનેવારી મહીનામાં કર્નલ ગોડાર્ડે તેની સાથે લડાઇ કીધી ને દભોઇનો કીલ્લો તથા અમદાવાદ લેઇ લીધાં. આ વખતે સિંધીઆ ને હોલકર ૨૦૦૦૦ માણસનું ઘોડેસ્વારનું લશ્કર લઇને નર્મદા નદી ઓળંગી ગોડાર્ડની સાંમેથયા, પણ અંગ્રેજી લશ્કરે

તેમને હરાવ્યા. કર્નલ ગોડાર્ડે વસઇ ઉપર ઘેરો નાખ્યો ને ઇ સ ૧૭૮૦ના દીસેંમબરની ૧૧ મી તારીખે તે હાથ કીધું. કર્નલ હાર્તલીએ કોકણમાં કેટલીક ફતેહ મેળવી. એ વખતે હેદર સાથે પાછી લડાઇ જાગૃત થવાથી મરાઠા સાથે સલાહ કરવાને ગોડાર્ડને હુકમ થયો. પણ ૧૭૮૦માં પીરંમ્બાકમની લડાઇમાં કર્નલ બેલીને હેદરે હરાવ્યો એવા સમાચાર મળવાથી નાનાફરનાવીસે સલાહ કરવા ને ઘણી ઢીલ લગાડી જેથી કલકતાના ગવર્નર જનરલે કપટાન પોહેમને બંગાળેથી મોકલ્યો. એણે જમનાં નદી ઓળંગી લાહોર ને ગ્વાલીઅરના કિલ્લા લઇ લીધા. ઇ. સ ૧૭૮૧માં કર્નલ કેમકને સિંધીઆ સાંમે માળવામાં મોકલ્યો. એણે સિંધીઆની છાવણીપર રાતની વખતે હુમલો કીધો ને તેનાં ઘણાં માણસોને મારી નાંખ્યાં. બીરારના રાજા મુદાજી ભોંસલાને નાણાની મોટી રકમ આપવા કરી મરાઠાના સંપમાથી છુટા-પાડયો. ઇ. સ. ૧૭૮૨ ના મેહેની ૭મી તારીખે મરાઠા ને અંગ્રેજો વચ્ચે સાલબી આગળ સલાહ થઇ. એની સરતો એ હતી કે પુરનધર આગળ થએલી સરતો કબુલ રાખવી, ને મરાઠા-ઓએ રઘોબાને દર મહીને ૨૫૦૦૦ રૂપાઆનુ લવાજમ આપવું.

## મરાઠા સાથની બીજી લડાઈ ૧૮૦૨—

જેમ શિવાજીના વંશની સઘળી સત્તા પેશવાઓએ છીનવી લીધી હતી તેમ આ વખતે તેમનો બધો કાબુ સિંધીયા ને હોલકર એ બે સરદારોના હથમાં હતો. સિંધીયા ને હોલકર વચ્ચે માંહોમાંહે કજીયો સળગવાથી જયારે ઇ. સ.૧૭૯૨ માં સિંધીયા જશવંતરાવે હોલકરને અજમેરની નજદીક લકેરી આગળ

હરાવ્યો ને ઈંદોરનો નાશ કીધો ત્યારે પેશવાએ તેને મદદ આ-
પી હતી, તેથી ઈ૦ સ ૧૮૦૧માં જ્યારે તક મળી ત્યારે જશ-
વંતરાવ હોલ્કર પુનાની નજદીક આવી પોહોચ્યો ને પેશવાને
તેની ગાદીપરથી હાંકી કાઢયો. તે પુનાની નજદીક સીગર તરફ
નહાસી ગયો ને પછવાડેથી વસઇમાં અંગ્રેજને શરણ જઇ રહ્યો
આ ઠેકાણે ૧૮૦૨માં તેણે કર્નલ ફેરીકલોસી સાથે નીચલી સરતો
પર સલાહ કીધી. પેશવાએ અગ્રેજનું ૬૦૦૦ માણસનું
લશ્કર પુનામાં રાખવું; ને તેના ખરચ માટે વર્ષે દહાડે
૨૫૦૦૦૦૦ રૂપીઆ આપવા, પરદેશી યુરોપિયન લોકને પોતાના
દેશમા રાખવા નહી અને સુરત ને મુંબઇ પાસેના કેટલાંક ગામ
અંગ્રેજોને આપવાં. પેશવા અંગ્રેજો સાથે જોડાઈ ગયો એવી
જ્યારે હોલ્કરને ખબર પડી ત્યારે તે માળવે નાહાસી ગયો ને
જનરલ વેલસલીએ પેશવાને પાછો ગાદીએ બેસાડયો. વસઇના
કોલ કરારથી સિંધીયા ને બીરારના રાજા રાઘોજી ભોંસલાએ
નારાજી થઇ ૫૦૦૦૦ ઘોડેસ્વાર ને ૩૦૦૦૦ પાયદલ નું મોટું
લશ્કર એકઠું કીધું. તેમણે પોતાના લશ્કરની હકુમત પેરન બોર-
કવી વગેરે ફ્રેન્ચ સરદારોને આપી હતી. જનરલ વેલસલીએ તે-
મને બંને તરફથી ઘેરી નાખવાના હેતુથી અમદનગરની નજ-
દીક છાવણી કીધી; જનરલ સ્ટીવનસનને ગોદાવરી તરફ મોકલ્યો;
જનરલ સ્ટુઆર્ટ કૃષ્ણા ને તુંગભદ્રા આગળ પડાવ નાંખી બેઠો;
જેનરલ લેક કાનપોર તરફ ગયો ને થોડુંક લશ્કર કટક ભણી
રાખ્યું. ઈ. સ. ૧૮૦૩ ના આગષ્ટ મહીનાની ૧૨ મી તા-
રીખે જનરલ વેલસલીએ અમદનગરનો કિલ્લો લીધો એજ વર્ષ-
ના સપ્ટેમબર માસમાં સિંધીયાના મોટા લશ્કરનો એસે આગલ

થાણુ કાઢયો. આ લડાઇમાં જ્યારે અંગ્રેજી લસ્કર દુશ્મન તરફ ધસી ગયું ત્યારે સિંધીયાના લસ્કરના કેટલાક માણસ જમીન ઉપર પડી ગયાં ને જ્યારે અંગ્રેજનું લસ્કર તેમને મરણ પાંમેલા જાણી આગલ વધ્યું ત્યારે પછવાડેથી તેઓએ તેમની ઉપર તોપનો મારો ચલાવ્યો. આ લડાઇમાં અંગ્રેજના કેટલાંક માણસો મરણ પાંમ્યાં ને ઘણાંક ઘાયલ થયાં. કર્નલ સ્ટીવનસને બરાનપૂર તથા આસીંગરનો કિલ્લો લઇ લીધો. જનરલ વેલિસલીએ આરગામની લડાઇમાં બીરારના રાજાને તથા દોલતરાવ સિંધીઆને હરાવી ઘાવીલઘઢના કિલ્લાને ઘેરો ઘાલ્યો ને તે લઇ લીધો. આ ફતેહ પછી બીરારના રાજા રઘોજી ભોસલાએ ૧૮૦૩ ના દીસેમ્બરની ૧૭ મી તારીખે અંગ્રેજો સાથે નીચે પ્રમાણેની સરતપર સલાહ કીધીઃ—બીરારના રાજાએ કટક અંગ્રેજોને આપવું; વારડા નદી આગલના મુલકનો કેટલોક ભાગ નિઝામને આપવો; પરદેશી યૂરોપિયનોને પોતાની ચાકરીમાં રાખવા નહીં.

લોર્ડ લેકે કર્નલ મોનસન ને મેજર મેકલીયદ સાથે નાકપોરથી નિકળી પેરનની સરદારી હેઠલના સિંધીયાના લસ્કરને હરાવી અલીગરનો કિલ્લો લીધો ૧૮૦૩, ને પેરન લોર્ડલેકને શરણ થયો, ને સિંધીયાના મોટા લસ્કર ઉપર દિલ્હી આગ્રા ને લાસવારી આગળ જીત મેળવી. દિલ્હીની લડાઇમાં ફ્રેન્ચ સરદાર બોરકવી બીજા ચાર મૂખ્ય સરદારો સાથે કેદ પકડાયો. સાહ આલમ જે લાંબો વખત થયાં કેદખાનું ભોગવતો હતો તેને લોર્ડ લેકે છુટો કીધો. એજ વર્ષમાં કર્નલ હારકોટે કટક અને કર્નલ પોવેલ બદલકંદ લઇ લીધાં. દરેક પક્ષે હાર ખાવાથી

ને બીરારના રાજાએ સલાહ કરવાથી દોલતરાવ સિંધીયાએ ૧૮૦૩ ના ડીસેમ્બરની ૩૦ મી તારીખે અંગ્રેજો સાથે નીચલી સરતો પ્રમાણે સલાહ કીધી. સિંધીયાએ જમના ને ગંગા નદી વચ્ચેનો ભાગ તે સાથે જયપૂર જોધપૂર, ને ગોહદની ઉત્તરનો ભાગ, ને અમદનગર તથા ભરૂચના કિલ્લા અંગ્રેજને આપવા; નીઝામ, ગાયકવાડ, પેશવા વગેરે અંગ્રેજના સ્નેહી રાજા જોડે વિરોધ રાખવો નહીં; પેશવા ને સિંધીયા વચ્ચે કેઇ પ્રકારનો વાંધો ઊઠે તે અંગ્રેજની સહાયતાથી પતાવવો.

હોલકર સાથેની લડાઈ ૧૮૦૩—૧૮૦૫ સિંધીઆ સાથે લડતાં અંગ્રેજનુ લશ્કર ઘણું નબળું થઇ ગએલું ધારી હોલ્કર અંગ્રેજની સાંમે થયો. સિંધીઆ તથા બીરારના રાજાએ કાઢી મૂકેલા સિપાઇને એણે પોતાની ચાકરીમાં રાખ્યાં. સિંધીયા સાથે અંગ્રેજો લડતા હતા ત્યારે અંગ્રેજોના મળતીઆ રાજાઓની હદમાં તેણે લૂટ ચલાવા માંડી હતી, અને એ વિષે જ્યારે વેલસલીએ તેને લખ્યું ત્યારે તેનો જવાબ ઘણી બેદરકારીથી વાળ્યો. સિંધીયાનું જોર નબળું પડી ગએલું જોઇને તેની ઊપર હુમલો કરવાના ચિન્હ દેખાડયાં; જેથી તેને પોતાના દેશમાં ૬૦૦૦ માંણસનું અંગ્રેજોનું લશ્કર રાખવાને અરજ કીધી. લોર્ડ લેકે કર્નલ મોનશનને મોકલ્યો. હોલ્કરે તેને ૧૮૦૪ ના આગષ્ટ મહીનાની ૩૧ મી તારીખે કોટા ને નિમચ વચ્ચે મૂકનદ્રા પાસ આગલ હરાવ્યો. મોનશનનું લશ્કર પાછુ હઠવા મંડી ગયું ત્યારે થાક, ખોરાકની તંગી ને પછવાડેથી દુશ્મનોના હુમલાથી તેઓ સાથેના અંગ્રેજી લશ્કરમાંના જે દેશી સિપાઇઓ, જેઓએ આગળ સિંધીયાના હાથ તળે ચાકરી કીધી

હતી, તેઓએ અંગ્રેજોની સાંમે હથીઆર ઉચકવાથી ઘણા માણસોનો મરો થયો. હોલકરે હવે મથુરાપર ચઢાઇ કીધી ને તે લઇ લીધું. ત્યાર પછી તે દિલ્હી તરફ ગયો પણ ઓક્ટરલોની ને બર્નસે તેને હરાવ્યો. આ વખતે લોર્ડ લેક કાનપોરથી નિકળ્યો ને સીકંદ્રાબાદ આગળ લશ્કરનો જમાવ કરી હોલ્કરની સાંમે થયો. જનરલ ફ્રેઝરે હોલ્કરને દીગ આગળ હરાવ્યો. એ લડાઇમાં જનરલ ફ્રેઝર માર્યો ગયો. જનરલ લેકે ફરકાબાદની લડાઇમાં હોલ્કરને હરાવ્યો. મરાઠાઓએ આ વખતે ફરકાબાદથી નિકળી ભરતપોરના કિલ્લા ઉપર ચાર વખત હુમલો કીધો, પણ ચારે વખત તેને પાછું હઠવું પડયું. આ વખતે અંગ્રેજોના ઘણા માણસો માર્યા ગયા ને કેટલાક મુખ્ય અમલદારો લોર્ડ લેકને પાછા ફરવાને સમજાવવા લાગ્યા. પણ લોર્ડ લેક દ્રઢ રહ્યો, ને એકવાર વધારે હુમલો કરવા કહ્યું. આ વખતે ભરતપોરના રાજાએ સુલાહ કરવા જણાવ્યું. આ તકનો લાભ લેવાને લોર્ડ લેક ચુકયો નહીં. તેણે તરતજ નીચલી સરતોપર સુલાહ કરવા જણાવ્યું:—ભરતપોરના રાજાએ વીસ લાખ રૂપીઆ અંગ્રેજોને આપવા, અંગ્રેજોની જે જગા આગળ લીધી હતી તે પાછી આપવી; જયાં સુધી આ સરતો અમલમાં લાવે ત્યાં સુધી દીગનો કિલ્લો અંગ્રેજો રાખે. હોલ્કરે ભરતપોર ઉપરનો ઘેરો કાંઢી નાખવા અંગ્રેજો સામે ઘણા હલ્લાં કીધા હતા. તેણે અમીરખાંને લશ્કર આપી લેકની સામે મોકલ્યો હતો, પણ લેકે તેનો એવો તો પરાજય કીધો કે પછવાડેથી અંગ્રેજોનું નામ સાભળતાંજ તેઓએ નહાસવા માંડયું. જયારે ભરતપોરના રાજા સાથે સલાહ થઇ તે વખતે જનરલ મરેએ ઉજ્જન, ઇં

દોર, ને માળવા, ને કરનલ વાલેસે ચનદોર ને જોલનાના કિ-લ્લા લઇ લીધાં. સિંધીયાના વજીર વીતલપંતના મરી જવા પછી ઘાટગી સિંધીઆનો સસરો ને અંબાજી ઇનગ્લીઆના સમજાવ્યાથી, દોલતરાવ સિંધીઆએ એની દરબારના અંગ્રેજી એલચી મી૰ જેનકીન્સને કેદ કીધો ને અંગ્રેજોની સામે થવા હોલ્કર સાથે જોડાઇ ગયો આ વખતે અંગ્રેજ સરકારે સલાહ કરવાના હેતુથી લૉર્ડ કાર્નવાલીસને ગવરનર જનરલના હોદ્દાપર મોકલ્યો. લૉર્ડ કોર્નવાલીસ હિંદુસ્તાનમાં આવી લૉર્ડ-લેકને મળવા જતો હતો, તેવામાં ગંગા નદીપરના ગાજીપુર શેહેરમાં તા૰ ૫ મી અકટોબર ૧૮૦૫માં મરણ પામ્યો. તેની પછી સર જોર્જ બાર્લો ઠર્યો. તેના વિચાર કોર્નવાલીસ જેવા હતા. તેણે સિંધીયા સાથે નીચલી સરતોપર સલાહ કીધી. ૧૮૦૩માં જનરલ વેલેસલીએ કીધેલી સલાહની સરત કબુલ રાખવી, ગ્વાલિયરનો કિલ્લો તથા ગોહડના રાણાને લગતો કેટલોક ભાગ સિંધીઆને આપવો, હોલ્કરે જયારે સલાહ કરવા ના પાડી ત્યારે લૉર્ડ લેકને તેની સામો મોકલ્યો. લૉર્ડ લેકે તેને પંજાબ તરફ હાંકી કાઢયો જયાં સીખ લોકોથી તેને આશરો નહી મળ્યો ત્યારે તેણે અંગ્રેજો સાથે સલાહ કીધી. આ શલાહ થવાથી ચંબલ નદીનો ઊત્તરનો ભાગ હોલ્કરને મળ્યો; અને તેની જે જગા આગળ અંગ્રેજોએ લઇ લીધી હતી તે તેને પાછી આપવામાં આવી

અંગ્રેજી લશ્કરના દેશિ સિપાઇઓએ લશ્કરની કવાયત રમવાની જગાએ ટીલાં કર્યાં વગર આવવું, બધાએ દાઢી મુછ એક સરખી રીતે બોડાવવી તથા પાઘડીનો ઘાટ એક સરખો રાખવો, એવો હુકમ લૉર્ડ બાર્લોએ કાઢવાથી લશ્કરમાં તરેહ

વાર જાતના ખુટા ઊઠવા માંડયા ને તેઓ બે દિલ થવા લાગ્યા. વળી ટીપુના બે છોકરાઓ જેઓ વેલોરમાં કેદ હતા તેઓએ બ જવાઓરાને ઊશકેરવાથી ૧૮૦૬ના જુલાઇ મહીનાની ૧૦ મી તારીખે અંગ્રેજો સામે વેલોર, સીકંદ્રાબાદ, વાલાજાબાદ ને નુ-નદીદુર્ગ ગામોમાં બળવો થયો. એ બળવો બેસાડયા પછી ટીપુના બન્ને છોકરાને વેલોરમાંથી કાઢી કલકત્તે લઇ ગયા.

આ વખતે બુનદીને જેપુરના રાજાઓ જેઓ સંકટની વખતે અંગ્રેજ સરકારને સહાય કરતા હતા, તેમને સિંધીઆ ને હોલકરની સામે મદદ નહી કરતાં બાર્લોએ જોયા કર્યું. લાર્ડ લેકે તેને ઘણો સમજાવ્યો પણ કાંઇ વળ્યું નહી. આ તેની રાજનીતા ને માટે અંગ્રેજ સરકારે તેને ઠપકો દીધો.

૧૮૦૭માં લોર્ડ મિન્ટોને ગવરનર જનરલ ઠેરવ્યો અને બાર્લોની મદ્રાસના ગવરનરની જગાએ બદલી થઈ. અંગ્રેજી લશ્કરના સિપાઇને દર વર્ષે તંબુનું ચોકશ લવાજમ મળતું હતું તે કાઢી નાંખવાથી અહીઆં પણ તે અળખામણો થઇ પડયો. ને બંડો ઊઠયાં, પણ ભારે હરકત નહી થતાં સમી ગયાં; પણ આથી જનરલ મેકડોનલ પોતાની ચાકરીનું રાજીનામું આપી ઇંગલાંડ ચાલતો થયો.

## મરાઠા સાથની ત્રીજી લડાઈ ૧૮૧૬—૧૯.

ઈ. સ. ૧૮૦૨માં પેશવા ને અંગ્રેજ વચ્ચે વેસાઇ આગળ સલાહ થઇ હતી, તે પ્રમાણે અંગ્રેજી લશ્કર તેના રાજમાં છાવણી કરી રહ્યું હતું તથા એક રેસીડેન્ટ તેની દરબારમાં રહેતો હતો. અંગ્રેજોના દબાણ તળેથી નિકળી જવાને પેશવા વિચાર કરતો

હતો. તેવામાં ત્રિંબકજી ડોગ્લા જેને પેશવાએ નીચથી ઉંચ કર્યો હતો, તે તેને આ કામમાં મદદ કરવા લાગ્યો. આ વખતે પેશવા ને ગાયકવાડ વચ્ચે ખંડણી વગેરેની તકરાર ચાલતી હતી, તેનો નીવેડો લાવવા અંગ્રેજોએ ગાયકવાડ તરફથી ગંગાધર શાસ્ત્રીને પૂણે મોકલ્યો. પેશવાએ તેને પંઢરપુરના દેવળમાં ત્રીબકજી ડેંગ્લા પાસે મારી નંખાવ્યો, તેથી રેસીડેન્ટ એલફીન્સ્ટન સાહેબે ત્રીંબકજી ડેંગ્લાને પોતાના સ્વાધીનમાં માગ્યો. પેશવાએ પેહેલાં ઘણી આનાકાની કરી પણ જ્યારે અંગ્રેજોએ તેના દેશ ઉપર ચઢી આવવાની ધારતી આપી ત્યારે તેણે તેને સ્વાધીન કર્યો. અંગ્રેજોએ તેને સાલસેટના ટાપુમાં થાણાના કિલ્લામાં કેદ કર્યો. અહીંથી તે નાસી ગયો ને છુપી રીતે લશ્કરનો જમાવ કરવા લાગ્યો. પેશવા, હોલ્કર, સિંધીયા વગેરે બીજા મરાઠા સરદારો તેની સાથે જોડાઇ જઇ અંગ્રેજો તરફ દુશ્મનાઇ દેખાડવા લાગ્યા. પેશવા ને ત્રીંબકજીનો એક ગાંઠ છે એવું જયારે એલફીન્શટન સાહેબે જાણ્યુ ત્યારે સીંહગ્ર રેરી ને પુરનધરના કિલ્લા આપવા ને તે સાથે ત્રીંબકજીને એક માસના અરસામાં અંગ્રેજોને સ્વાધીન કરવાને પેશવાને જણાવ્યું. આ સરતોથી નહીં ધરઇને એલફીન્સ્ટન સાહેબે પેશવાને તેની રાજધાનીમાં બીજુ ૫૦૦૦ ઘોડે સ્વાર ને ૩૦૦૦ પાયદળ રાખવાને, અને અમદનગરનો કિલ્લો આપવાને ફરજ પાડી, તથા કોઇ પારકા રાજવાળા સાથે રેસીડેન્ટની પરવાનગી વગર વેહેવાર રાખવાને મના કીધો. આથી પેશવાને ઘણી રીસ ચઢી ને અંગ્રેજોની ઝુસરીમાંથી નિકળી જવાને વધારે છળભેદ કરવા લાગ્યો. તેણે પીંઢારીની સામા

અંગ્રેજોને મદદ આપવાને બાહાને એક મોટું લશ્કર એકઠું કીધું. આણીમગ એલફીન્સટન સાહેબ તેની ખરી મતલબ સમજી જઇ પુરતી સાવચેતીમાં રહયો હતો. પેશવાએ એકાએક રેસીડેન્ટની છાવણીમાં લૂટ ચલાવી ને દાકટર કોટસ જેણે એને આગળ સાજો કીધો હતો તે અને મેજર ફોર્ડ સિવાય સઘળા અંગ્રેજી અમલદારોને મારી નાખ્યા. ઇ. સ. ૧૮૧૭માં પોતાના ૨૫૦૦૦ માણસ સાથે અંગ્રેજોના ૨૮૦૦ માણસ સામા ખડકી આગળ લડયો. મરેઠા થોડીવાર ટક્કર ઝીલી અંતે વિખરાઇ ગયા- પેશવા નાસી ગયો ને પૂના અંગ્રેજોએ સર કર્યું.

ઈ. સ. ૧૮૧૮માં કેપટન સ્ટોનટન કોરગામ આગલ મરાઠાના ૨૫૦૦૦ ઘોડે સ્વાર લશ્કરને જઇ મળ્યો. આ વખતે પેશવા પોતાનું બીજું ૫૦૦૦ પાયદળનું લશ્કર લઇ તેની સામો થયો. આખો દીવશ યુદ્ધ ચાલ્યા પછી સાંજ પડતાં મરાઠા પાછલ હઠયા. આ વખતે પેશવા અંગ્રેજોને શરણ થાત ખરો, પણ તેના પ્રધાન બાપુ ગોખલાના સમજાવ્યાથી શત્રુના મ્હો આગળ નિચું માથું કરીને મરવું તેના કરતાં લઢાઇમાં લઢી બાહાદુરીથી મરવું એ ઊત્તમ છે, એમ નક્કી કરી એકવાર ફરીથી દુશ્મન ઊપર સોલાપુર ને પંઢરપુરની વચ્ચે આસ્તી આગળ તુટી પડયો. કરનલ એદમસે તેને હરાવ્યો ને તેનો પ્રધાન બાપુ ગોખલા માર્યો ગયો. પેશવા બીરાર ને માળવા ભણી ભટકવા લાગ્યો પણ મરાઠા તરફથી આશરો મળવાની કાંઇ પણ આશા નહી રહેવાથી ઇઃ સ. ૧૮૧૮ માં સરજૉન માલકમને શરણ થયો. અંગ્રેજ સરક-

રે દર વર્ષે આઠ લાખ રૂપીઆનું બજાજમ તેને બાંધી આ-
પ્યું તેથી તે કાનપુરની નજદીક બીથુરમાં જઇ રહયો; જ્યાં
તે ઇ. સ. ૧૮૫૩ માં મરણ પામ્યો. એની હાર થયા પછી પે
શવાની ગાદીનો અંત આવ્યો ૧૮૧૮. એનો આગલો પ્રધ
ન ત્રીંબકજી જેણે એને અંગ્રેજોની સામા થવા ઊશ્કેર્યો હતો.
તેને લેફ્ટેનન્ટ સ્વાનસ્ટને પકડી આપ્યો અને તેને જીવતા સુ
ધી ચુનારના કિલ્લામાં કેદ કીધો.

(વરાડના રાજા સાથે ટંટો) પેશવા સાથે લડાઇ ચાલતી
હતી તેવામાં નાગપોરમાં અંગ્રેજો સામા બંડ ઊઠયું. ઇ. સ.
૧૮૧૫માં વરાડના રાજા રાઘોજી ભોશલાના મરણ પછી તેનો
છોકરો પરસાજી નાનો ને ઘેલો હોવાથી તેને બદલે અંગ્રેજોની
સહાયતાથી આપા શાહેબ રાજ ચલાવવા લાગ્યો. આપા શાહેબ ના
ગપોરના જુવાન રાજા પરસાજીને મારી નંખાવી પોતે રાજા થઇ બે
ઠો. હવે તેણે અંગ્રેજોની મદદની અગત્ય જોઇ નહી તેથી તેમને
ધિકારવા લાગ્યો. ઇ. સ. ૧૮૧૭માં આરબ અને મરેઠાની મદદ
લઇ રેસીડેન્ટ જેન્કિન્સ સાહેબની છાવણી જે સીતાબુલ્ડીની ટે
કરી આગળ હતી તેપર એણે રાતની વખતે હુમલો કીધો,
પણ કપતાન ફીટઝરલાંડે ને કરનલ હોપટન સ્કોએ તેને મારી
કાઢયો. આ લઢાઇમાં રેસીડેન્ટ સાહેબના લશ્કરનો ચોથો ભા
ગ માર્યો ગયો ને તેમની પાસે હાલમાં દારૂગોળો એટલો થોડો
હતો કે જો આપા શાહેબે બીજો હલો તરતજ કીધો હતે તો
આ વખતે તે અંગ્રેજો સામા ફાવતે, પણ આપા શાહેબે ઢીલ
કીધી, એટલામાં ડોવતન બીજું લશ્કર લઇ આવી પોહોચ્યો.
આ લશ્કર સામા આપા સાહેબથી ટકી શકાયું નહી, અને ના-

ગપોર આગળ બીજીવાર હાર્યો. એજ વર્ષમાં જનરલ હારડી એને જબલપુર આગળ તેને હરાવ્યો. હવે ગવરનર જનરલનો વિચાર આપા સાહેબને ગાદીએ બેસાડવાનો ન હતો, પણ રેસીડેન્ટ આગળ તેને કબુલાત આપવાથી તેને ગએલી ગાદી નીચલી સરતોપર પાછી આપી. આપા સાહેબે પોતાના દેશમાં અંગ્રેજી લસ્કર રાખવું, અને તેના રાજના મુખ્ય પ્રધાનોને અંગ્રેજોએ પસંદ કરવા. આપા શાહેબને ગએલી ગાદી પાછી મળી તોપણ અંગ્રેજો સામા છળભેદ કરતો બંધ થયો નહી તેની દુષ્ટ વર્તણુંક રેસીડેન્ટ ઝટ સમજી ગયો ને તરતજ પકડી કેદ કર્યો. ગવરનર જનરલના હુકમથી તેને અલાહાબાદ તરફ લઇ ગયા, પણ રસ્તામાં માણસોને લાંચ આપી નાસી ગયો. અહીઆથી તે પીંઢારી લોકોના સરદાર ચોતુ સાથે આશિરગઢ તરફ ગયો. જ્યારે આશિરગઢનો કિલ્લો અંગ્રેજોએ તાબે કીધો ત્યારે ત્યાંથી નિકળી પંજાબ તરફ ગયો, જ્યાં તે ઇ. સ. ૧૮૪૦માં મરણ પામ્યો.

હોલ્કરના સુબા સાથની લડાઇ) જશવંતરાવ હોલ્કરના મરણ પછી તેનો છોકરો મલહારરાવ હોલ્કર ગાદીએ બેઠો, પણ તે નાનો હોવાથી આગલા રાજાની વિધવા તુલસીબાઈ રાજ કારભાર ચલાવવા લાગી. આ વખતે તેના રાજમાં બે પક્ષ બંધાયા હતા. તુલસીબાઇ તથા બીજા કેટલાએક અંગ્રેજ જોડે સલાહ રાખવાનો વિચાર રાખતા પણ બીજા તેથી વિરૂધ મતના હતા. એ બન્ને પક્ષ વાળા વચ્ચે ઝઘડો સળગ્યો ને તુલસીબાઇને મારી નાખી, અને તેના મળતીયાઓને કેદ રાખ્યા. તેઓ હવે અંગ્રેજો સામા થયા, પણ સર

ટામસ હીસલોપ અને સર જોન માલકમે તેઓપર મહીદપુર આગળ મોટી ફતેહ મેળવી ઈ. સ. ૧૮૧૭. ત્યાર પછી હોલ્કર જોડે મંદેસર આગળ નીચલી સરતોપર સલાહ કરવામાં આવી:—હોલ્કરે પોતાના દેશમાં ૩૦૦૦ માણસનું એક અંગ્રેજી લશ્કર રાખવું; અંગ્રેજોની જે જગા આગળ લીધી હતી તે પાછી આપવી; ને તેના રાજની સઘલી સત્તા અંગ્રેજોને આપવી.

## પ્રકરણ ૬ ઠું.

## નેપાળ સાથની લડાઈ. ૧૮૧૩—૧૬

લાર્ડ મિન્ટો ઈ.સ. ૧૮૧૩માં ઇંગ્લાંડ ગયો તે વખતે હિંદુસ્તાનમાં શાંતી હતી, પણ તે લાંબો વખત સુધી ચાલશે એવું ભાસ્યું નહીં. આ વખતે ગુરખા નામની નેપાળની એક પાહાડી ને ક્રુર જાતે લુટ મેળવવા માટે કંપનીના રાજ્યપર હલ્લો કીધો; ત્યાંના રાજાએ અંગ્રેજ સરકારના તાબાના બટવાલ શેહેરના એક મોટા જાગીરદારને કેદ રાખ્યો, ને તેની સઘળી જગા લઇ લીધી; અને જ્યારે અંગ્રેજ ને નેપાળ વચ્ચે સલાહની સમજુતી થતી હતી, ત્યારે નેપાળની રૈયતે બટવાલમાંના અંગ્રેજ સરકારના સુધરાઇ ખાતાના અઢાર અમલદારોને મારી નાંખ્યા. આ ઉપલા કારણોથી લાર્ડ મોઇરા જે લાર્ડ મિન્ટો પછી ગવરનર જનરલ ઠર્યો તેને લડાઇની સઘળી તૈયારી કરવી પડી. તેણે જનરલ ગિલેસ્પી, જનરલ ઉડ, જનરલ માર્લે, ને જનરલ

ઑક્ટરલોનીના હાથ તળે ચારે તરફથી લશ્કર મોકલ્યું. ઇ. સ. ૧૮૧૪માં જનરલ ગિલેસ્પીએ કલંગાપર હુમલો કીધો, પણ ફાવ્યો નહીં. બીજો હલ્લો કીધો ત્યારે તેને ગોળી લાગવાથી તે મરણ પામ્યો. એની પછી નવો ઠરેલો સરદાર કર્નલ મોબી, જ્યાંસુધી વધુ મદદ મળી આવી ત્યાંસુધી દિલ્હીમાં છાવણી નાંખી પડી રહ્યો. જોઇતી સામગ્રી મળી કે તેણે ચઢાઇ કીધી, પણ નિશ્ફળ ગયો. જનરલ માર્લેના લશ્કરે જૈટક કિલ્લાપર હલ્લો કર્યો, પણ ફાવ્યું નહીં. તેમનામાંના ઘણા માણસો મરણ પાંમ્યા ને મોટી નામોશી સાથે પાછું ફરવું પડયું. વળી જનરલ ઉડની સરદારી તળે જે લશ્કર સરૂનને રસ્તે નેપાળ તરફ જતું હતું તેને દુશ્મનોએ ઘેરી લીધું, ને તેઓનાં ઘણાં માણસોને મારી નાંખ્યાં. આવી રીતે તેમનો પરાજય થવાથી અંગ્રેજી લશ્કરમાં ભારે ભય પેઠો, કલકત્તામાં મોટો શોર મચી રહ્યો, ને હિંદુસ્તાનમાં સિંધીઆ ને બીજા રાજાઓ અંગ્રેજો સામે થવા ભારે તૈયારી કરતા જણાયાં. લાર્ડ મોઇરાએ જોયું કે નેપાળપર ફતેહ મેળવવાથીજ આ સઘળો ઘભરાટ નરમ પડશે, તેટલા માટે તેણે ઓક્ટરલોનીની મદદે તરતજબીજુ લશ્કર મોકલ્યું. આ લશ્કરની મદદથી તેણે ગુરખા લોકોના સરદાર અમીરસીંગને હરાવી મલુન, આલમોરા, બેલાસ્પર, રામનગર વગેરે કેટલાક કિલ્લા લઇ લીધાં; ને બેલાસપૂરના રાજાને નેપાળના સંપમાંથી છુટો પડવાને ફરજ પાડી. અમીરસીંગની હાર થવાથી તે ખટમંડું નહાસી ગયો જેથી જૈટક કિલ્લામાંના ગુરખા લોક તે કિલ્લો છોડી ચાલતા થયા. કર્નલ નિકલ્સે કુમાઉન પ્રાંત લઇ લીધો. ઇ. સ. ૧૮૧૫ ઓક્ટરલોનીને આ વખતે સરનો એલકાબ

મળ્યો હતો. ઇ. સ. ૧૮૧૬માં ચીરીઆઘાટીને માર્ગે માહમુ- ફીબતે નેપાળમાં દાખલ થઇ તેણે અમીરસીંગને મકવાનપૈર આગળ હરાવ્યો. કર્નલ કેલીએ હેરીહારપુર લઇ લીધું. આ પ્રમાણે ચારે તરફથી અંગ્રેજોનો જય થતો જોઇ નેપાળના રાજાને નીચલી સરતો પર સલાહ કરવી પડીઃ—નેપાળના રાજાએ ૧૨૦૦૦ ચોરસ મૈલ જમીન અંગ્રેજ સરકારને આપવી; અંગ્રેજ સરકારની જે જગા રોકી બેઠો હતો ત્યાંથી તેણે નિકળી જવું.

## પિંઢારી સાથની લડાઈ ૧૮૧૬—૧૭

નેપાળ સાથની લડાઇનો. ઇ. સ. ૧૮૧૬ માં અંત આવ્યો, પણ અંગ્રેજોને નચિંતાઇથી બેસી રેહવાનું નહી હતું. મધ્ય હિંદુ- સ્તાનમાં અતિશય ખટપટ ચાલતી હતી. પેશવા, સિંધીયા, ને બીજા મરાઠા સરદારો ભારે તૈયારી કરતા હતા. પિંઢારા જેઓ અત્યાર સુધી પોતાની સરહદપર લુટ ચલાવતા હતા, તેઓએ હવે અંગ્રેજોના રાજમાં પગ ઘાલ્યો હતો. તેઓએ પેહેલાં સિંધીયા ને હોલકરના હાથતળે પગાર ખાઇ લશ્કરની ચાકરી કીધી હતી, પણ જ્યારે મરાઠાની સત્તા કમી થતી ચાલી ત્યારે એ લોકો ટોળાઓ બાંધી લુટનો ધંધો કરવા મંડીગયા. તેઓના સરદારો ચીતુ જેને અમીરખાંએ ઇ. સ ૧૮૧૬ સુધી કેદ રાખ્યો હતો, કરીમખાંન જેને સિંધીયાએ ગ્વાલીયરના કિલ્લામાં ૧૮૧૦ સુધી કેદ રાખ્યો હતો તેઓ અને દોસ્તમહમદ હતા. એ પિંઢારા લોકોનું લશ્કર ૬૦૦૦૦ ઘોડેસ્વારનું હતું. ઇ. સ ૧૮૧૫માં અંગ્રેજો નેપાળ સાથે લડતા હતા ત્યારે પિંઢારાના સરદાર ચોતુએ મછલીપટ્ટણ તથા ગંતુર લુટયાં; નીઝામ ને ઉત્તર સરકારના રાજ્યોમાં ભારે લુટ ચલાવી ને અંગ્રેજ સરકારના ગંજામ પ્રાંત

માં દાખલ થઇ ઘણા માણસોને મારી નાખ્યા ને મોટું નુકશાન કરી ચાલતો થયો. કેટલાકોએ બહરાનપુર જઇ પેશવાના રાજમાં લૂટ ચલાવી. આથી લૉર્ડમોઇરાએ મેજર લશીંગટંનને લશ્કર આપી મોકલ્યો. પણ તેઓને તે તદન તાબે કરી શકયો નહી. એ પિંઢારી લોક એકજ વખતે મોટા લશ્કરનો જમાવ કરી સામેથતા નહીં પણ જયારે તેઓમાંના કેટલાક અંગ્રેજો સાથે લડતાં હારી જતા ત્યારે નહાસી જતા અને બીજા સાથે જોડાઇ જઇ બીજી બાજુએથી ધસારો કરતા. લૉર્ડ મોઇરાએ સર ટોમસ હીસલોપની શરદારી તળે ૧૧૬૦૦૦ માણસનું લશ્કર મોકલ્યુ. આ સરદારે જુદા જુદા સરદારોના હાથ તળે લશ્કર આપી પિંઢારીઓની સઘળી જગાઓ ઘેરી લીધી, ને જે જે બાજુએથી તેઓ આવતા ગયા તે બાજુએથી તેમનો નાશ કર્યો. લૉર્ડ મોઇરાએ કલકત્તેથી નિકળી ગ્વાલિયરની નજદીક છાવણી કીધી. નાગપોર તથા હૈદ્રાબાદથી અંગ્રેજોને મદદની આસા નહીં રહી, તેમજ હોલ્કર ને સિંધીઆ અંગ્રેજો સાંમે ફરી બેઠા; તેથી લૉર્ડ મોઇરાએ ગ્વાલિયર આવી પીંઢારી સાંમે મદદ આપવાને સિંધીઆને ફરજ પાડી, ને તેની દરબારના અંગ્રેજી એલચી કર્નલ કલોસને ૫૦૦૦ ઘોડે સ્વારનું લશ્કર તૈયાર રાખવાને હુકમ કીધો. જયારે એ લોકોના લશ્કરનો સગળે ઠેકાણેથી ઘાણ વાળવામાં આવ્યો ત્યારે તેઓ નહાસ ભાગમાં પડયાં. ચીતુ ૮૦૦૦ માણસ સાથે મેવાર તરફ નિકળી ગયો જયાં તે ઇ. સ. ૧૮૧૮ માં વાઘથી માર્યો ગયો. કરીમખાં સિંધીયાનો આશરો લેવાના હેતુથી ગ્વાલિયર તરફ આવવા નિકળ્યો, પણ તે તરફના સઘળા મથકો અંગ્રેજી લશ્કરથી રોકાયલા હોવાથી, તેણે જેપુરના રા-

જમાં જઇ અમીરખાંના. લશ્કરને મળવાનો નિશ્ચય કીધો. રસ્તામાં જનરલ દોનકીને તેને હરાવ્યો ને તેની બૈરી દોનકીનના હાથમાં કેદ પકડાઇ. ત્યાર પછી કરીમખાં સાથે સલાહ થઇ. અંગ્રેજોએ તેની જાગીર તેને આપી ને તેના લશ્કરથી છુટા થવાને તેને કહ્યું. તેમજ દિલ્હીના રેસીડેન્ટ સર મેટકાલફીએ મધ્ય હિંદુસ્તાનના તથા રજપુતસ્થાનના બીજા સરદારો સાથે સલાહ કીધી.

## ભરતપુર ઉપર ચઢાઈ ૧૮૨૫—૨૬

ભરતપુરનો રાજા બલદાઓસીંગ ઇ. સ. ૧૮૨૫ માં મરણ પામ્યો, ને તેનો છોકરો બળવતસીંગ ગાદીએ બેઠો; પણ તેના કાકાના છોકરા દુર્જનસાલે તેની ગાદી છીનવી લીધી ને તેને કેદ રાખ્યો. આથી કરીને માળવા ને રજપૂસ્થાનના રેસીડેન્ટ સર દેવીડ ઑકટરલોનીએ બલવતસીંગને મદદ આપી, પણ ગવરનર જનરલે તેને વચ્ચે પડતાં અટકાવ્યો, તેથી તે ચાકરી છોડી ઇંગ્લાંડ ગયો. એની બદલીએ સર સી સેટકાલફી રેસીડેન્ટ ઠર્યો. એના સમજાવ્યાથી લાૅર્ડ આમહર્સ્તે બલવંતસીંગને મદદ આપવા જણાવ્યું ને સેનાપતિ લાૅર્ડ કોમ્બર મીઅરને લશ્કર આપી તેની મદદે મોકલ્યો. આ સરદારે મત્રાથી નિકળી ૧૮૨૫ ના દીસેંબર મહીનાની ૮ મી તારીખે ભરતપૂરના કિલ્લાપર ઘેરો નાંખ્યો. એ કિલ્લો તે વખતે હિંદુસ્તાનમાં સર્વથી મજબુત ને કોઇથી નહીં જીતી શકાય એવો ગણાતો હતો. પેહેલાં એણે તોપનો મારો ચલાવ્યો પણ તેથી જ્યારે કાંઇ વળ્યું નહીં ત્યારે સુરંગો ફોડી તે કિલ્લો લીધો ઇ. સ. ૧૮૨૬.

## સિંધની લડાઈ ૧૮૪૩--૪૪

જનરલ પોલોક તથા નોતે સિંધના અમીરો ઉપર અ-ગાઉ જય મેળવ્યો હતો, અને તેઓ વચ્ચે ઇ. સ. ૧૮૩૮ માં સલાહ થઇ હતી, તે છતાં અફગાનીસ્તાનની લડાઇમાં મુંબઇથી જે લશ્કર ગયુ હતું તેની સામા સિંધના અમીરો થયા હતા, તથા લડાઇની વખતે તેમણે અફગાન લોક જોડે કાગળ પત્રનો વેહેવાર રાખ્યો હતો. આ ઉપરથી ગવરનર જનરલ એલનબરોનો વિશ્વાશ તેઓપરથી ઉડી ગયો, ને તેમની સાથે વધારે સખ્ત સર-તોપર પાછી સલાહ કરવાને મેજર ઔટરામને હુકમ કીધો. જે સરતોપર તેઓ સાથે સલાહ કરવામાંઆવી તે નીચે પ્રમાણે હતીઃ– સિંધમાં એક રેસીડેન્ટ રાખવો; હૈદ્રાબાદમાં અંગ્રેજી લશ્કર રા-ખવું; અને સિંધુ નદીને માર્ગે અંગ્રેજો પાસથી જગાત લીધા વગર તેમને વેપાર કરવા દેવો. ૧૮૪૩ ના ફેબ્રુઆરીની ૧૪મી તારીખે રેસીડેન્ટ સાહેબ ઔટરામે અમીરોને સમજાવી સહીઓ લીધી ખરી, પણ તેજ રાત્રે અમીરોએ ૮૦૦૦ માણસના લશ્કર સાથે રેસીડેન્ટ સાહેબના બંગલા ઉપર હુમલો કીધો. આ વખતે જોકે કપતાન કોનવેએ પોતાના નાના લશ્કરથી તે જગાનો બચાવ કીધો અને તેમને અંદર આવતા અટકાવ્યા તોપણ તેઓ પાસે પુરતો દારૂગોળો નહી હોવાથી માહા મેહેનતે બચાવ કરી, તેમને લશ્કરી વહાણપર ચઢી જવું પડયું. હલ્લા આગળ ઔટ-રામ સર ચાર્લસ નેપીયરને જઇ મળ્યો અને જેવી તેને એ વિષેની ખબર મળી તેવોજ તેણે સિંધ તરફ ધસી ઇમામઘરનો કીલ્લો લીધો. આ પછી નેપીઅર ને અમીરોના લશ્કરની વચે મીઆની

આગળ લડાઇ થઇ, તેમાં દુશ્મન તરફના બલુચી લોકોએ ઘણું જોર માર્યું તોપણ અંગ્રેજોની જીત થઇ. પછી તરતજ બલુચી લોકોનો સરદાર હાકી મહમદ સીદી અને મીરપુરનો સરદાર સેર મહમદ નેપીઅરની સામા થયા. નેપીઅર સાહેબે મેજર સ્ટેકના લશ્કર સાથે જોડાઇ જઇ તેમને હૈદ્રાબાદ ને દબા આગળ હરાવ્યા. આ લડાઇમાં અંગ્રેજોના ઘણા સરદાર માર્યા ગયા હતા, તેમજ સામી પક્ષવાળામાંથી પણ હાકી મહમદસીદી ને બીજાઓ માર્યા ગયા. શેર મહમદ પોતાના કુટુંબ ને ૪૦ સ્વારસાથ નાસી ગયો અને બીજા આઠ મુખ્ય સરદારો કેદ પકડાયા. ત્યાર પછી સર ચાર્લેસ નેપીઅર અમર કોટનો કિલ્લો સર કીધો. સેર મહમદ જે હજુ સુધી છુટો હતો તેણે સકરરીદ આગળ ૪૦૦૦૦ માણસનું લશ્કર એકઠું કીધું, ને અલીમુરાદ જેને અંગ્રેજો તરફથી કાસ-પુરનો ભાગ મળ્યા હતો, તેની તથા મીર શાહ મહમદની સાથે જોડાઇ જઇ તે પાછો અંગ્રેજો સામે થયો. કર્નલ રોબર્ટે અમીરના મોટા લશ્કરનો ઘાણ વાળ્યો અને શેર મહમદ ફક્ત દસ સ્વારો સાથે નાસી ગયો. આ હાર પછી અમીરો અંગ્રેજો સામે થયા નહીં. તેમનામાંના મુખ્ય સરદારોને અંગ્રેજો તરફથી દર વર્ષે ચોકસ રકમ આપવામાં આવી, અને તેઓ બનારસ તરફ જઇ રહ્યા. ઇ. સ. ૧૮૪૪મા સિંધ પ્રાંત અંગ્રેજી રાજ સાથે જોડી નાખ્યું અને સર ચાર્લેસ નેપીઅરને તેનો પહેલો કમીશનર નિમ્યો.

## ગ્વાલીયરની લડાઈ ૧૮૪૩

સિંધના અમીરો સાથની લડાઇનો છેડો આવ્યો નહીં

એટલામાં ગ્વાલીયરની દરબારમાં થતા બખેડા તરફ ગવરનર જનરલ લૉર્ડ એલનબરોનું ધ્યાન ખેંચાયું. ગ્વાલીયરનો રાજા દોલતરાવ સિંધિયા જે એક વખતે અંગ્રેજોનો જોરાવર શત્રુ હતો અને જેની સાથે જનરલ વેલસલીએ ૧૮૦૩માં સલાહ કીધી હતી તે મરણ પામવાથી જાનકોજી રાવને ગાદીએ બેસાડયો સ. સ. ૧૮૨૭. આ રાજા ૧૮૪૩માં મરણ પાંમ્યો. એને પેટે છોકરૂં ન હોતું તેથી તેની વિધવા રાણીએ ભાગીરતરાવને દત્તક કરી લીધો. આ છોકરો આઠ વર્ષનો હતો માટે તેની વતી મામાસાહેબ નામે સરદારને કારભાર કરવાનું સોંપ્યું. એવી સાન મહારાણી થઇ તેથી મામાસાહેબ કંટાળી કારભાર છોડી અંગ્રેજના મુલકમાં જઇ રહ્યો. એની બદલીએ માહારાણીએ દાદાખાસજીવાળાને નિમ્યો. એની વર્તણુક સર્વ પ્રકારે અંગ્રેજોની વિરૂધ હતી, તેટલામાટે લૉર્ડ એલનબરોએ કાનપુર આગળ લશ્કર એકઠું કરી સર હ્યુગફને મોકલ્યો ને પોતે પણ ચંબલ નદી સુધી લશ્કર લઇ સઢો આવ્યો. બીજી તરફથી જનરલ વલિયંત પોળપુર સુધી આવી પોહોચ્યો. આ પ્રમાણે ગ્વાલીયરની હદમાં અંગ્રેજી લશ્કર આવી પોહોચવાથી ગ્વાલીયરની સરકારે દાદાખાસજીવાળાને અંગ્રેજોને સ્વાધીન કરી સલાહ કરવા માંગી, પણ ગવનર જનરલે તેમની અરજ઼પર ધ્યાન આપ્યું નહી. થોડા દિવસ પછી બાપુસિતાવલાને મોકલી સલાહ કરવા જણાવ્યું. આ વખતે ગવનર જનરલે નીચલી સરતોપર સુલાહ કરવા માંગી:- મામા સાહેબને જુવાન રાજાને બદલે રાજકારભાર ચલાવવા દેવા; દાદાખાસજીવાળાને અંગ્રેજોને સોંપવો; તેનો પક્ષવાળાને દરબારમાથી હાંકી કાઢવા; ને લશ્કરમાંના બળવાખોર સિપાઇને રજા

આપવી. આ સરતોપર સલાહ નકી થવાથી શર હ્યુગફે માહારાજપુર આગળ અને તેજ દિવસે જનરલ ગ્રેએ પનીઆર આગળ મરહાના મોટા લશ્કરનો ઘાણ વાળ્યો. માહારાજપુરની લડાઇમાં અંગ્રેજોનાં ઘણાં માણસો માર્યાં ગયાં હતાં. આ બન્ને લડાઇમાં મરાઠાની તોપો તથા પુષ્કળ ખજાનો અંગ્રેજોને હાથ લાગ્યો. આથી હવે સિંધિઆની રાણી તાબે થઇ અને નીચે પ્રમાણેની સરતોપર સલાહ થઇઃ—જયાં સુધી જુવાન રાજા પુખ્ત ઉમરનો થાય ત્યાં સુધી ગ્વાલીયરપર પંચ કરે તેણે રાજ ચલાવવું; માહારાણીને વર્ષાસન આપવું ને રાજ સત્તામાં તેણે કઇ ભાગ લેવો નહી; ગ્વાલીયરમા અંગ્રેજી લશ્કર રાખવું; એક રેસીડેન્ટ નિમવો ને તેના કહ્યા પ્રમાણે ચાલવું; ને મરાઠાનું લશ્કર ઓછું કરવું. આ પ્રમાણે સમાધાની કરી લોર્ડ એલનબરો કલકત્તે પાછો ફર્યો. સિંધ તથા ગ્વાલીયરની સાથે ગવરનર જનરલે ઉપર પ્રમાણેની વર્તણુંક ચલાવી તે કોર્ટ આવ ડાઇરેક્ટરને પસંદ પડી નહી, માટે તેને પાછો બોલાવી લઇ તેની જગાએ સર હેનરી હાર્ડિંજને મોકલ્યો.



# પ્રકરણ ૭ મું.

## બ્રહ્મદેશ સાથે પેહેલી લડાઈ ૧૮૨૩—૨૬

લોર્ડ હેસ્ટિંગ્સ પછી લોર્ડ આમહર્સ્ટ ગવરનર જનરલ ઠર્યો. તેને અમલમાં ઘણા દિવસ ન થયાં એટલામાં બરમી લોક જોડે લડાઈ સળગી ઉઠી. આ લોકે આસામ ને આરાકાન સુધી પોતાના રાજનો વિસ્તાર વધાર્યો; બંગાળાની પૂર્વ તરફના સીમાડાપર આવેલા કંપનીના રાજ્યોપર ઉપદ્રવ કરવો શરૂ કર્યો; શાહપુરીના ટાપુમાં કંપનીની રૈયતના બચાવ માટે રાખેલા તેર લશ્કરી સિપાઈઓપર હુમલો કરી તેમને ત્યાંથી હાંકી કાઢયા; અને તે ટાપુથી કેટલેક દુર કંપનીનું એક વહાણ લુટી લીધું, ને તેની અંદરના કપટાન તથા ખલાસીઓને કેદ કીધા. આ પ્રમાણે તેમનો ઉપદ્રવ દહાડે દહાડે વધતો ચાલ્યો તેથી લાર્ડ આમહર્સ્ટે લડાઈની તૈયારી કરી. ૧૮૨૪ માં આર્ચિબાલ્ડ કામ્પબેલ આનડામાનના ટાપુની નજદીક પોર્ટ કાર્નવાલીસમાં અંગ્રેજી લશ્કર એકઠું કરી એ લોકપર ચઢી આવ્યો ને રંગુન લઈ લીધું. આ પછી રંગુનથી ઉત્તરે વીશ કોસપર આવેલા ડોનાબ્યુ શેહેરપર જનરલ કોટનને મોકલ્યો, પણ તે શેહેર હાથ કરી લેવામાં તેનો કોશિશ નિષ્ફળ જવાથી કામ્પબેલ સાહેબ પોતે ગયો; તેને એ બરમી સરદાર મહાબંદુલા સાથે મોટું યુદ્ધ થયું, જેમાં મહાબંદુલા માર્યો ગયો ને તેનું લશ્કર નાસી ગયું. આ વખતે અંગ્રેજી લશ્કરને ત્યાંની ઋતુ અનુકુળ નહીં હોવાથી અને ખોરાક વગેરે હિંદુસ્તાનથી વખતસર

નહીં આવી મળવાથી તેમને મહા સંકટો વેઠવાં પડયાં ત્યાર પછી કામ્પબેલ સાહેબે કામેડાઈન ને પ્રોમ લઇ લીધાં. કર્નલ માઇલ્સે મારટાબાન ટેનાસરીમ, ને મરગ્વી લીધાં અને જનરલ મોરીસે આરાકાન વગેરે શહેરો લઇ લીધાં. આ અરસામાં આવાના રાજાએ સલાહનું કહેણ મોકલ્યું, પણ એમાંની સરતો એને કબુલ નહીં રાખી એટલે થોડી મુદતમાં પાછી લડાઇ સળગી. પણ ૧૮૨૬ માં પ્રોમ આગલ કામ્પબેલ ધસી આવીને ૧૮૦૦૦ બરમી લોકને પોતાના ફક્ત ૨૦૦ અંગ્રેજી લશ્કર સાથે હરાવ્યા; આથી રાજાએ પાછો સલાહ કરવા જણાવ્યું પણ તે વાત નહીં ગણતાં તેઓએ મેલુન લઇ લીધું; અને બરમી લોકના નવા સેનાધિપતીને એકવાર ફરીથી પેગામ આગલ હરાવ્યો અને ત્યાંથી પચાસ મૈલને છેટે યાનદાબો આગળ અંગ્રેજી લશ્કર ધસી આવ્યું; આથી આવાના રાજાએ જીતવાની આશા કેવળ છોડી દેઈ સલાહ કીધો; તેમાં એવું ઠર્યું કે આવાના રાજાએ આસામ, કચર, જીન્ટીઆ, ને મણીપુર, ઉપરના દાવા છોડી દેવા; આરાકાનને ટેનાસરિમ વિગેરે ઠેકાણાં આપવાં; લડાઇના ખરચના પેટામાં ત્રણ હફતે એક કરોડ રૂપીઆ આપવાં; અને જયાં સુધી બાજો હપતો નહીં ભરે ત્યાં સુધી રંગુન અંગ્રેજોના હાથમાં રહે.

## બ્રહ્મદેશ સાથે બીજી લડાઈ ૧૮૫૧—૫૨

શીખ લોકો સાથે બીજી લડાઇ ચાલતી હતી એવામાં બ્રહ્મદેશમાં પાછી ગડબડ ઊઠી. રંગુનના સુબાએ અંગ્રેજી વકીલનું અપમાન કર્યું; અને જયારે તે વિશે તેણે આવાના રાજાને

લખ્યું, ત્યારે તેણે તેને પાછો બોલાવી લઇ તેની જગાએ બીજાને નિમ્યો. પણ આ નવો આગળાના કરતાં વધારે અયોગ્ય રીતે વર્તવા લાગ્યો, તેથી લામ્બર્ટ નૌકાધિપતીએ આવાના રાજા પાસે તેઓથી થએલી નુકશાનીનો બદલો માગ્યો; અને જ્યારે તેનર તેને ધ્યાંન નહીં આપ્યું ત્યારે તેણે બરમી લોકના કિલ્લા ઘેરી લેવા માંડયા. લામ્બર્ટે જળને માર્ગે ને ગોડવીન સાહેબે જમીનને માર્ગે, તેના રાજપર હુમલા કર્યા. આગળાએ રંગુન ને પાછલાએ માર્ટાબાન, પેગુ ને પ્રોમ જીતી લીધાં. આ વખતે અંગ્રેજી લશ્કરના માણસો લડાઇમાં મરાયા તે કરતાં વધુ કોગળીઆના રોગે તથા તાવે તેમનો ઘાણ કાઢી નાખ્યો. ૧૮૫૨ માં આવાના રાજાને તેના ભાઇએ ગાદીપરથી ઉઠાડી પોતે ગાદીએ બેઠો, અને પોતાનું લશ્કર પાછું બોલાવી લઇ અંગ્રેજ જોડે નીચલી સરતોપર સલાહ કરીઃ—રંગુનની અંદરના અંગ્રેજ બંધવાઓને છોડી મુકવા અને પેગુ તથા બીજા જીતી લીધેલા પ્રાંતો અંગ્રેજી રાજ સાથે જોડી દેવા.

## પ્રકરણ ૯ મું.

## અફગાનીસ્તાનની સાથે લડાઈ.

સતરમા સૈકાની અધવચમાં અફગાનીસ્તાનના રાજા અમદ અબદલાના વખતમાં એ રાજ એશિઆ ખંડમાં ઘણું બળવાન ગણાતું હતું. બલ્ખ, હિરાત, સિંધ, કાશ્મીર વગેરે સિંધુ નદીની આસપાસનાં પ્રાંતો એ રાજને તાબે હતા અને

ત્યાંનો રાજા ૧૪૦૦૦૦૦૦ માણુશની મોહોળી વસ્તીપર રાજ ચલાવતો હતો. પણ એના પૌત્ર શાહસુજાના વખતમાં જ્યારે ઇરાન તથા અફગાનીસ્તાનના રાજને માંહોમાંહે લડાઇ ચાલતી હતી તેવામાં તેના ભાઇ મહમદે તેની સામે બળવો કીધો, અને તેના વજીર ફતેખાંની મદદથી તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકી પોતે ગાદીએ બેઠો ૧૮૩૧. પણ પછવાડેથી મહમદ અને ફતેખાં વચ્ચે અણબનાવ થયો. તેના રાજમાં સઘળે ઠેકાણે બળવો થયો. આવા ઘભરાટના વખતમાં જે જેના હાથમાં આવ્યું, તે તેના ધણી થઇ બેઠા. ફતેખાંના ભાઇ દોસ્ત મહમદે કાબુલ ને ઘીઝનીનાં રાજ્યો પોતાને કબજે લીધાં; કંદહાર અને પેશાવર ફતેખાંના સગાઓએ લઇ લીધાં; લાહોરનો રાજા રણજીતસીંગ સિંધુ નદીની પુર્વ તરફના મુલકો અને કાશમિરનો ધણી થઇ બેઠો; બોખારાના રાજાએ બલ્ખ લઇ લીધું; અને સિંધના સરદારો તે રાજની આણમાંથી નિકળી ગયા. આ પ્રમાણે આવા મોટા અને જોરાવર રાજના ભાગ પડવાથી માત્ર હિરાત પ્રાંત મહમદના છોકરા કામરામને કબજે રહ્યો. જ્યારે ૧૮૩૧ માં શાહસુજાને તેના ભાઇ મહમદે ગાદીપરથી હાકી કાઢ્યો, ત્યારે તે હિંદુસ્તાનમાં અંગ્રેજને શરણ આવ્યો જેઓથી તેને મહીને દહાડે ૪૦૦૦ રૂપીઆ ખરચના મળતા, અને પોતાનું રાજ પાછું મેળવવાની હરેક તક જોતો હતો. ૧૮૩૩ ના માર્ચ મહીનામાં લાહોરના રાજા રણજીતસીંગ જોડે તેણે સલાહ કીધી, અને ભાવલપોરના રાજમાથી પસાર થઇ તે સિંધમાં આવ્યો. જ્યાંથી સિંધુ નદી ઓળંગી શીકારપુર ભણી નિકળી ગયો. અહીંથી ૧૮૩૪માં તેણે કંદહારપર હુમલો કીધો

પણ દોસ્ત મહમદે તેના લશ્કરનો ઘાણ વાળ્યો ને વીઝેરી નાં-ખ્યું, અને શાહસુજાને ફક્ત ૨૦૦ માણસો સાથે હિરાત તરફ થી પાછા હિંદુસ્તાનમાં આવી રહેવું પડવું. ૧૮૩૭ માં ઇરાન-ના શાહે રૂશિયનોની મદદ લઈ ૪૦૦૦૦ માણસના મોટા લ-શ્કર સાથે હિરાતપર ચઢાઇ કરી નવ માસ સુધી મથ્યા પણ કાંઇ વળ્યું નહી. અને આણી તરફથી ગવરનર જનરલ લોર્ડ ઓક-લન્ડે ઇરાનના શાહપર અંગ્રેજી વકીલ મોકલ્યો હતો તેનું અ-પમાન કર્યું, તેથી અંગ્રેજોએ ઇરાની અખાતમાં લશ્કર મોક-લ્યું. આથી હિરાત લેવુ પડતું મુકી ઇરાનીઓ પોતાના દેશ ભણી પાછા ફર્યા.

ગવરનર જનરલ લોર્ડ ઓકલેન્ડે શાહસુજા તથા લાહોરના રાજા રણજીતસીંગ જોડે ૧૮૩૮માં દોસ્તી કરી. શાહસુજાને ફરી-થી અફગાનીસ્તાનની ગાદીપર બેસાડવા તેણે ત્રણ તરફથી લશ્કર સર જાનકીનના હાથ તળે રવાને કર્યું. મુંબઇ તરફથી જે લ શ્કર અફગાનીસ્તાન ભણી રવાને કર્યું હતું તેની સામે સિંધના અમીરો થયા, પણ તેમને વશ કરી તથા કરાંચી હાથ કરી કંદ હાર આગળ બીજા લશ્કરને જઇ મળ્યું. અંતે બલુચીસ્તાન ના પાહાડી મુલકમાંથી આગળ વધતાં આ મોટા લશ્કરને ચોર નો ભય, પાણીનું દુખ, અને દુશ્મનો તરફથી વારંવાર થતા હુમલાઓથી ઘણું દુખ વેઠવું પડ્યું; તોપણ સહી સલામત જ ઇ ઇ. સ ૧૮૩૯માં શાહસુજાને કંદહારમાં ગાદીએ બેસાડી તે-ઓ ગિઝની તરફ ગયા. કર્નલ સેલ અને કર્નલ દેનીએ આગ લગાડી એ શહેર ૧૮૩૯માં લઇ લીધું. આમાં અંગ્રેજી લશ્કરના ફક્ત ૧૯ માણસ માર્યા ગયા ને ૧૬૫ ઘાયલ થયા. ત્યાર પછી સર જાન કીન કાબુલમાં આવ્યો, ત્યારે દોસ્તમહમદ તેને આ

વર્તો સાંભળી, કાબુલ અંગ્રેજોના હાથમાં રહેવા દઈ, બુખારાને રસ્તે નિકળી ગયો. આથી તે દેશમાં શાહશુજાના બચાવ મા ટે મી૰ મેકનાગટનની સરદારી તળે કેટલુંક અંગ્રેજી લશ્કર રાખી બાકીનું હિંદુસ્તાન તરફ લીધું. કાબુલ ભણી ખીલતના ખાંને અંગ્રેજી લશ્કરપર હુમલો કીધો તેથી જનરલ ઊવીલશાયરે ખીલતપર હુમલો કરી તે લઇ લીધું. આણી તરફ શાહશુજાપર રૈયત રાજી નહોતી ને અંગ્રેજોપર બહુ બળતી હતી, તેથી કોઇ અંગ્રેજ અમલદાર કે માણસ છુટો પડી બહાર જઇ શકતો ન હોતો. અંગ્રેજોએ કાબુલ હાથ કર્યું તે પછી દોસ્ત મહમદ નહાસી બુખારે ગયો; ને ત્યાંના રાજા પાસે મદદ માગી પણ એમ કરવાથી અંગ્રેજો કદાચ તેના પોતાના રાજપર વધી આવે એવી ધાસ્તીથી મદદ આપવાને બદલે ઊલટો તેને કેદમાં નાંખ્યો. ત્યાંથી લાગ ફાવે છુટી જઇને અફગાનો જેઓ શાહશુજાપર રાજી નહોતા તેમની મદદ લઇ એકવાર ફરીથી તે અંગ્રેજોની સામો થયો. પણ સર રોબર્ટસેલે તેને ફાવવા દીધો નહી, ને ૧૮૩૯માં પરવાન આગળ તેના લશ્કરનો ઘાણ વાળ્યો. આ લડાઇમાં હાર થયા પછી તેના લશ્કરે તેને છોડી દીધો; તેથી તેણે ખુલુમના રાજાનો આશરો માંગ્યો. આ રાજાએ પણ આસરો નહી આપ્યો. આથી તે પોતાના એક સ્વાર સાથે છુપા પોશાકમાં કાબુલમાં આવ્યો અને ત્યાં મેકનાગટન સાહેબને શરણ થયો. ત્યાર પછી એને હિંદુસ્તાન તરફ લઇ ગયા. ત્યાં એને અંગ્રેજ સરકારે દર વર્ષે ૩૦૦૦૦ પૌંડનું વર્ષાસણ બાંધી આપી લુદ્યાનામા રહેવાને ફરમાવ્યું. ત્યાર પછી થોડી મુદત સુધી કાબુલમાં સલાહ જારી રહી. આ વખતે મી.

મેકનાગટનને મુંબઇનો ગવરનર નીમ્યો, પણ તે પોતાના નવા હોદ્દાપર ગયો તેની આગમજ કાબુલમાં દોસ્ત મહમદના છોકરા અકબરખાંનની સરદારી હેઠલ એક મોટું બંડ સળગી ઉઠયું ઇ. સ. ૧૮૪૦. ખીબર પાસને રસ્તે વેપાર કરવા માટે અંગ્રેજોએ જે ચોક્શ નાણાની રકમ અફગાનોને આપવા કહી હતી, તેથી અડધી રકમ આપવાથી તથા કાબુલની અંદરના અંગ્રેજી લશ્કરની ગેરવર્તણુંકથી ઉશકેરાઇ અફગાનોએ અંગ્રેજો સામે આ બંડ ઉઠાવ્યું હતું. સર રોબર્ટ સેલને જલલાબાદ તરફ જતાં બળવાખોરોએ ઘેરી લીધો; પણ માહમુશીબતોથી તેણે જલાલાબાદ આવી તે શેહેરનું રક્ષણ કર્યું. સર રોબર્ટ સેલને તરતજ કાબુલ તરફ પાછા ફરવાનો હુકમ થયો. પણ તેની પાસે પુરતું લશ્કર ન હોવાથી તે ત્યાંજ રહયો. તા૦ ૨ જી નવેંમબર ૧૮૪૧માં કાબુલમાં રહેલા અંગ્રેજોપર હુમલો થયો ને ૩૦૦ અફગાનોએ સર આલેકઝાંડર બર્ન્સ, તેનો ભાઇ કેપટન જૉનસન ને લેફટેનન્ટ બ્રોડફુટ વિગેરેનાં ખુન કર્યાં; શાહસુજાનો ખજાનો લુટયો ને છાવણીના લશ્કરે થોડી વાર ટક્કર લીધી પણ આખરે તેમને પાછા હઠવું પડયું. આ વખતે મુખ્ય અધિકારી જનરલ એલફીન્સ્ટન ઘણો ઘરડો હોવાથી તેણે મી૦ સેલ્ટન નામના પોતાના હાથ તળેના અમલદારને મુખ્ય સત્તા આપી. તેણે બિમારૂપર હુમલો કર્યો પણ તેમાં નિષ્ફળ થયો ને અંગ્રેજી લશ્કરના ઘણા માણસો માર્યાં ગયાં, જેથી મી૦ મેકનાગટને અકબરખાં સાથે સલાહનું કહેણ મોકલ્યું. શાહસુજાના વજીર થવું અને નાણાની મોટી રકમ આપવી એવી સરતોપર અકબરખાંએ તેની સાથે સલાહ કર-

વાનું ખોટું ડોળ ઘાલ્યું; ને જ્યારે મી૦ મેકનાગ્ટન, લારેન્સ મેકેનઝી, ને ત્રેવર નામના પોતાના ત્રણ સરદારો સાથે સલાહનો બંદોબસ્ત કરવા અકબરખાં તરફ ગયો, ત્યારે તેણે તેને દગાથી ગોળી વતી મારી નાખ્યો; ને તેના ત્રણ શોબતીઓને બંધ કરી તેમાંના કેપટન ત્રેવરને પણ મારી નાંખ્યો. આવી રીતના કાવાદાવાથી અંગ્રેજનો એલચી ને તેનો સોબતી માર્યા ગયા, તોપણ તેની સામે બાહાદુરીથી લડી તેમનું વેર લેવાને અંગ્રેજો પુરા સામર્થ ન હોતા. આથી મેજર પાટીંજર જે મેકનાગ્ટનની જગ્યાએ થયો હતો, તેણે અકબરખાં સાથે ઘણી શરમ ભરેલી સરતોથી સલાહ કરી અંગ્રેજી લશ્કર કાબુલમાથી પાછું ફેરવ્યું. ૧૮૪૨ની ૬ઠી તારીખે તેઓ કાબુલમાંથી નાઠા; પણ કકડતી ઠંડી, ખોરાકની તંગી, ને દુશ્મનોના હુમલાથી કુર્દકાબુલ આગલ તેમનાં ૩૦૦૦ માણસો મરણ પામ્યાં. આ વખતે અકબરખાંએ કેટલીક સ્ત્રીઓને તથા મુખ્ય અમલદારોને પોતાના સ્વાધીનમાં લઇ તેમને સહીસલામત જલાલાબાદ લઇ જવા જણાવ્યું. પોતાના બચાવનાં કંઈપણ ચિન્હો નહીં દીસવાથી એલફીન્સ્ટન, સેલ્ટન, પામર, પોટીંજર તે સાથે સેલની અને મેકનાગ્ટનની સ્ત્રીઓ તથા કેટલીક બીજી સ્ત્રીઓ અકબરખાંના સ્વાધીનમાં જઇ પડયાં, જેઓને તેણે કેદ કરી રાખ્યાં. વળી ખાઇબર ઘાટને રસ્તે બાકીના લશ્કરનો સઘળો ભાગ માર્યો ગયો ને ૧૫૦૦૦ માણસના લશ્કરમાંથી ફકત દાકટર બ્રાઇદન આ દુખદાયક આફતનું વર્ણન કરવા સહીસલામત જલાલાબાદ આવી પોહોંચ્યો. અંગ્રેજી લશ્કરે કાબુલમાંથી કુચ કરવા માંડયાને ત્રણ મહીના નહીં થયા

એટલામાં બળવાખોરોએ શાહસુજાને મારી નાંખ્યો ૧૮૪૨. કાબુલમાંના અંગ્રેજોએ આ પ્રમાણે શરણ થઇ અકબરખાંના હાથનો માર ખાયા કીધો તે કરતાં જો તેઓ લડતાં લડતાં જલાલાબાદ જઇ રોબર્ટ સેલને મળ્યા હોત તો સારૂં થાત. આ વખતમાં ત્યા ધરતીકંપનો આચકો નડવાથી રોબર્ટ સેલનો સમરાવેલો કોટ વિગેરે ધુળ મળી ગયો, તોપણ તેણે હિંમત મૂકી નહીં, અને પાછો તે સમરાવવા લાગ્યો. એટલામાં અક-બરખાંએ તેપર હલ્લો કીધો. સર રોબર્ટ સેલે તેની સાંમે કિલ્લાનો બચાવ કીધો એટલુંજ નહીં પણ અકબરખાંના લશ્કરનો ઘાણ વાળ્યો, ને તેની છાવણીમાં આગ લગાડી મૂકી. આ વખતે અફગાનો સાંમે લડતાં કરનલ ડેની માર્યો ગયો. ૧૮૪૨માં લોર્ડ ઓકલંડે તેની જગાનું રાજીનામું આપ્યું, ને લોર્ડ એલનબરો ગેવર્નર જનરલ ઠર્યો. અકબરખાંના હા-થમાં પકડાએલા અંગ્રેજી કેદીઓને છોડવવાને તથા તેના સઘળા કિલ્લાઓનો નાશ કરવાને આ નવા ગવર્નર જનરલે પો-લોકને લશ્કર આપી રવાને કર્યો. ખાઇબર ઘાટને રસ્તે થઇને તે જીતતો જીતતો જલાલાબાદમાં સેલને જઇ મળ્યો. થોડા મહીના પછી આ બન્ને સરદારોએ ખેલનઘાટને રસ્તે કાબુલ-પર કુચ કરી. રસ્તામાં ટીઝીન પાસ નામની જગા આગળ અકબરખાંની સરદારી તળે ૧૬૦૦૦ અફગાનોને તેમણે હરાવ્યા. આ લડાઇમાં હાર થવાથી અકબરખાંએ અંગ્રેજી કેદીઓને તુર્કસ્તાન લઇ જઇ ગુલામો તરીકે વેચી નાખવાનો નિશ્ચય કીધો; પણ તેવામાં અંગ્રેજોએ સલી મહમદખાંને ૧૦૦૦૦૦ રૂપીઆ લાંચ આપી તેમને છોડાવ્યા. જ્યારે આ વિશેની

અકબરખાંને ખબર પડી ત્યારે તરતજ તે તેમની કેડે પડયો. તેઓને તે પકડી પાડે તેની આગમજ રોબર્ટ સેલ અને રીચમંદ તેમને રસ્તામાં મળ્યા. તેઓએ તેમને વાજીંત્રના પુકારો અને મોટા ઠાઠ સાથે કાબુલમાં દાખલ કીધા. ૧૮૪૨ ની ૧૦મી આગષ્ટે જનરલ નોટ કંદહાર છોડી ઘિઝની તરફ ગયો અને ત્યાંના હાકેમ સમસુદ્દીનખાંને ૧૨૦૦૦ અફગાનો સાથે નોની ને નાઇદન આગળ હરાવી તાબે કર્યો. શાહસુજાના મરણ પછી ફતેહખાં નામનો સરદાર ગાદીએ બેઠો, પણ તેની ઊપર અફગાંનોની મમતા ન હોવાથી તેના નાના ભાઇ સાહપુરાને તેઓએ ગાદીએ બેસાડયો. લોર્ડ એલનબરોએ હવે જાણ્યું કે અફગાનીસ્તાંનમાં રહેવું લાભકારક નથી, માટે તેણે અંગ્રેજી લશ્કરને પંજાબને રસ્તે ફીરોજપૂર ભણી રવાંને કરવાનો હુકમ કર્યો; અને દોસ્ત મહમદ જેને અંગ્રેજોએ કેદ રાખ્યો હતો તેને છુટો કીધો. હિંદુસ્તાન તરફ પાછા ફરવાની આગમજ ઔરંગજેબ બાદશાહે કાબુલમાં અલી મુરદનખાં નામના કારીગર પાસે જે મોટું બજાર બંધાવ્યું હતું તેનો નાશ કરાવ્યો. એ બજાર ૬૦૦ ફીટ લાંબુ હતું તથા તેમાં ૨૦૦૦ દુકાનો હતી. મધ્ય એશિઆમાં તે કાળે તે વેપારનું મૂખ્ય મથક ગણાતું હતું.



## પ્રકરણ ૯ મું.

## પંજાબની પેહેલી લઢાઈ ૧૮૪૪—૪૭.

શીખ લોકોનો રાજા રણજીતસીંગ ૧૮૩૯ માં મરણ પામ્યો. એને અંગ્રેજો સાથે દોસ્તી હતી. અફગાનો સાથેની લડાઇમાં એણે અંગ્રેજોને મદદ કીધી હતી. એણે પોતાના લશ્કરી ખાતામાં યુરોપિઅન લોકને ચાકરીમાં રાખી લશ્કરને સારી પેઠે કેળવ્યું હતું. એના મરણ પછી એ રાજમાં ભારે ગડબડાટ ઊઠયો ને લશ્કરી લોકનું જોર વધારે ચાલવા મડયું. એની પછી એનો છોકરો કરકસીંગ ગાદીએ બેઠો. એણે ધીઅનસીંગ નામના પોતાના બાપની વખતના પ્રધાનને બરતરફ કરી કોઇ ચેતસીંગ નામના સરદારને પ્રધાનવટી આપી. પણ ધીઅનસીંગના હાથમાં લાંબા વખતથી સત્તા હતી તેથી તેણે આ નવા પ્રધાનને મારી નંખાવ્યો, ને કરકસીંગના હાથમાંથી રાજની લગામ છીનવી લઈ તેના છોકરા નીહાલસીંગને ગાદીએ બેસાડયો. કરકસીંગ પોતાનું રાજ ત્યાગ કર્યા પછી ઝાઝો વખત સુધી જીવ્યો નહીં. ગાદીએથી ઊઠયા પછી ચાર મહીને તે મરી ગયો. તેજ દીવસે તેનો છોકરો નિહાલસીંગ પણ પોતાની ઊપર એક ભારોટીઓ પડવાથી મરી ગયો. આ બંને બાપ દીકરાના મરણનો શક ધીઅનસીંગપર આવતો હતો. તેણે ત્યાર પછી તરતજ રણજીતસીંગના બીજા છોકરા શેરસીંગને ગાદીએ બેસાડયો. પાછળથી આ નવા રાજા ને ધીઅનસીંગ વચ્ચે કજીયો સળગવાથી ધીઅનસીંગે રાજાને તથા તેના છોક-

રાનેમારી નંખાવ્યા ૧૮૪૩. થોડા દીવશ પછી હીઆનસીંગ પણ માર્યો ગયો, તેથી ગુલાબસીંગ, લાલસીંગ, ને તેજસીંગ વીગરે કેટલાક શીખ સરદારોએ રણજીતસીંગની માનીતી બાર ત ચાંદકોરના પેટના છોકરા ધુલપસીંગને ગાદીએ બેસાડયો ૧૮૪૫. હજુ પણ શીખ રાજમાં પૂરેપૂરી સમાધાની થઇ નહીં. ત્યાં નાના નાના બખેડા ઊઠયા કરતા હતા. રાજાએ વીચાર્યું કે આથી લશ્કર નબળુ પડી જશેતો રાજની અંદર વધારે ફીતુર ઊઠશે માટે તેણે અલગ રહી અંગ્રેજના તાબાના મુલકપર ચઢાઇ કરવાને લશ્કર મોકલ્યું; પણ ગવરનર જનરલ લોર્ડ હાર્ડીંજે આગળથીજ અગમચેતી કરી રાખી હતી કે શીખ લોકોનું કવાયત વાળું લશ્કર કોઇ વખતે અંગ્રેજી સરહદપર ચઢી આવશે, માટે તેણે પેહેલેથીજ મીરત ને લુદ્યાના વચે સર હ્યુ ઘોઘની સરદારી હેઠલ થોડુંક લશ્કર આપી તેને રવાને કર્યો હતો, ને પોતે પણ કલકત્તા છોડી તેની નજદીકમાં છાવણી કરી રહ્યો હતો. ૧૮૪૫ ની ૧૧ મી ડીસેમ્બરે લાલસીંગનો સરદારી તળે ૩૦૦૦૦ શીખ લોકો ૪૦ ગંજાવર તોપ સાથે સતલજ નદી ઓળંગી મુડકી આગળ અંગ્રેજોની સામા થયા ને ભારે યુદ્ધ ચાલ્યું. આ વખતે સર હ્યુ ઘોઘના હાથતળેનું લશ્કર ૧૧૦૦૦ માણસથી વધારે નહીં હતું. એ લડાઇમાં જલાલાબાદમાં અફગાનોની સામે બહાદુરીથી લડનાર અંગ્રેજી સરદાર સર રોબર્ટ સેલ, તથા મી૦ જોન મેક કાસકીલ માર્યા ગયા; અને શીખ લોકોએ સારી બાહાદુરી દેખાડી, પણ આખરે અંગ્રેજોનો જય થયો, તેમને નહાસી જવું પડયું, ને તેમની ૧૭ તોપ અંગ્રેજોને હાથ લાગી પણ પાછળથી થોડાજ

દિવસમાં ફીરોજપૂરમાં શીખ લોકો એકઠા થયા ને પાછા સામે આવી પોહોંચ્યા. આ વખતે ગવરનર જનરલ સર હેનરી હાર્ડીંજ પણ સર હ્યુ ગોધના હાથ હેઠલ એક લશ્કરની સરદારી લઇ શીખ સામે લડયો હતો. વળી જનરલ લીટલરના હાથ તળે ૫૦૦૦ માણસનું બીજું લશ્કર ફિરોજપૂર આગળ અંગ્રેજોને આવી મળ્યું. આ વખતે એક આખો દિવસ શુધી લડાઇ જારી રહી પણ તેનો છેડો આવ્યો નહીં. અંગ્રેજી લશ્કર ભૂખ અને થાકથી પીડાતું હતું, અને શીખ લોકો એવી હિમ્મતથી અંગ્રેજો સામા ટકી રહ્યા કે જેથી એકવારતો તેમને પાછું હઠવું પડયું; પણ તેમણે બીજે દિવસે ભારે જોસથી લડી શીખ લોકોને સતલજ પાર હાંકી કાઢયા. આ લડાઇમાં દુશ્મનોની ૭૩ તોપ અંગ્રેજને હાથ આવી ખરી, પણ તેમના લશ્કરનો સાતમો ભાગ માર્યો ગયો. આ વખતે તેજસીંગ થોડાક માણસો સહીત અંગ્રેજી લશ્કરપર છાપો મારવા એકાએક આવી પોહોંચ્યો, પણ તેમને પૂરતી સાવચેતીમાં જોવાથી તેણે પાછાં પગલાં ભર્યાં. આ પછી અંગ્રેજી લશ્કરમાં માણસો તથા તોપોનો ભરાવે થતા સુધી લાહોર જવું બંધ રાખી તેઓએ ત્યાંજ પડાવ નાખ્યો. આ અરસામાં શીખે અંગ્રેજના મુલકપર હલ્લા કર્યા; તેથી સર હ્યુ ઘોધે સર હેરી સ્મીથને લશ્કર આપી મોકલ્યો; પણ બંદોવાલ નામની જગા આગળ ગુલાબસીંગની સરદારી તળે કેટલાક શીખ તેની સામે થયા, ને લડાઇ થઇ તેમાં અંગ્રેજોની હાર થઇ. પછી સર હેરી સ્મીથને વધુ લશ્કરની મદદ મળી આવી, અને તેમની વચે અલીવલ આગળ લડાઇ થઇ તેમાં અંગ્રેજોનો જય થયો, અને તેમના હાથમાં શત્રુનું

તોપખાનું વિગરે સરંજામ મળ્યો ૧૮૪૩. આ પછી સર હેરી સ્મીથ ધોધના લશ્કરને જઈ મળ્યો. અંગ્રેજોએ હવે લાહોરપર જવાની તૈયારી કરવા માંડી, ને આખો પ્રાંત હાથ કરી લેવાનો નિશ્ચય કીવો. સોબરેઓનની પાસે અંગ્રેજોને શીખનું મોટું લશ્કર મળ્યું, ને નજદીક એક આખો દિવસ સુધી લડાઇ ચાલ્યા પછી અંગ્રેજની તોપના માર સામે શીખ લોકોથી ટકી શકાયું નહીં, ત્યારે તેઓએ નાસવા માંડયું. આ લડાઇમાં તેમનો મદ ઊતારી નાંખી અગ્રેજી લશ્કર આગળ વધ્યું કે શીખ લોકોએ ગુલાબસીંગને સલાહ કરવા મોકલ્યો, પણ સર હેનરી હાર્ડીંજે તેની અરજ કબુલ રાખી નહીં. પછી માહારાજા ધુલપસીંગ પોતે શરણ આવ્યો, ત્યારે તેને આદરમાન આપી આ નીચલી સરતો પર સલાહ કરવામાં આવી:—શીખ લોકોએ બીઆ ને સતલજની વચ્ચેનો મુલક અંગ્રેજોને આપવો; લડાઇના ખરચને પેટે એક ચોકસ નાણાનો રકમ આપવી; ૧૦૦૦૦ માણસનું અંગ્રેજી લશ્કર લાહોરમાં રાખવું; પંજાબમાં એક રેસીડેન્ટ રહે; અને ૧૦૦૦૦૦ પૌંડ લેઇને ગુલાબસીંગને અંગ્રેજોએ કાશ્મીરનો રાજા નિમંવો.

## પંજાબની બીજી લડાઈ ૧૮૪૮—૧૮૫૧

સર હેનરી હાર્ડિંજ પછી લોર્ડ ડેલૌજી ગવરનર જનરલ થયો ઇ. સ. ૧૮૪૮. તેના મનમાં શાંતીથી રાજ કરવાનું હતું, પણ તેને આવ્યાને ઝાઝા દિવસ થયા નહીં, એટલામાં પંજાબમાં પાછી લડાઇ સળગી. ૧૮૪૮ માં મુલતાનના હાકેમ લાલા મુલરાજે અંગ્રેજોને હાંકી કાઢવા ખટપટ ચલાવી- આથી અંગ્રેજોએ

તેને બરતરફ કરી તેની જગાએ સીરદારખાં શીંગને નિમ્યો ને બંગાળાના મુલકી ખાતાના અધિકારી મી૰ વાન્સ આગન્યુ અને મુંબાઇના લશ્કરી ખાતાના અધિકારી એંડરસનને વકીલ તરીકે મોકલ્યા કે તરતજ મુલરાજના લશ્કરે તેમનાપર હલ્લો કર્યો, ને બન્ને અધિકારીઓને નિર્દય રીતે મારી નાંખ્યા, અને શીખ તથા ગુરખા લોકને ઉશ્કેરી સેહેજવારમાં આખા પંજાબ પ્રાંતમાં બળવો મચાવી દીધો. વળી અંગ્રેજી લશ્કરના દેશિ સિપાઇને ફોડી અંગ્રેજો સામે આ બળવામાં સામેલ થવાને સમજાવ્યા, પણ અંગ્રેજી રેસીડેન્ટ સર ફ્રેડ્રીક કરીની ચંચળા-ઇ આગળ તેમનુ કંઇ ચાલ્યું નહીં, આવા ધભરાટ વચ્ચે લે-ફટનેન્ટ એડવર્ડિસ જે સિંધું નદીના કાંઠાપર આવેલા લોઆ શેહેરમાં હતો તે લાહોરમાંના અંગ્રેજી લશ્કરની મદદે ધાઇ આવ્યો. આ સરદાર પાસે ફકટ બે તોપ ને ૩૦૦ સ્વાર હતા. તેમાંના થોડાકતો બળવો થતાંજ નહાસી ગયા હતા. પેહેલાંતો એણે ભાવલપૂરના રાજા ભાવલખાંની મદદ મેળવી, પછી દેરા ઇસ્માલના કિલ્લાના સરદાર કોર્ટલેંડટ સાથે જોડાઇ જઇ કિનેરી અને સદુસેમ આગળ શીખ લોકોને હરાવ્યા; અને લાલા મુ-લરાજને મુલતાનમા ભરાઇ બેસવું પડયું ૧૮૪૮. આ પછી જ-નરલ વિશ મુલતાન પર ઘેરો નાંખ્યો. સીરદારખાંશીંગે-આ વખતે અંગ્રેજોને મદદ આપવા જણાવ્યું હતું, જયારે એના બાપ છત્રશીંગે પેશાવરનું રાજ દોસ્ત મહમદને આપવા કહી તેની મદદ માંગી. તેણે હજારા પ્રગણામાં બંડ ઊઠાવ્યું ને શેરસીંગ ફરી ગયો. આણી તરફ વિશ પાસે પુરતો લડાઇનો સરંજામ નહીં હોવાથી તેને તે ઘેરો ઊચકી લેવો પડયો. પછી

મેજર જનરલ લોરન્સ પેશાવર આગળ શત્રુને હાથ કેદ પકડાયો; અને ગલેઆં નામના બલુચી સરદારે કર્નલ એબતને અટક આગળ ઘેરી લીધો. ૧૮૪૯ માં લોર્ડ ઘોઘે શેરસિંગ તથા છત્રસિંગપર ચઢાઇ કરી. તે રાવી નદી ઓળંગી લાહોર આગળ આવી પોહોંચ્યો એટલે શત્રુનું લશ્કર રામનગર આગળ તેની સામે આવી ઉભું. અંહીઆં તેમની વચે લડાઇ સળગી ઉઠી જેમાં માહ મેહેનતે ઘોઘે શત્રુને મારી હઠાવ્યા, પણ અંગ્રેજી લશ્કરના બે નામીચા સરદાર કરનલ હેવલોક ને જેનરલ કયુરતન માર્યા ગયા. આ અરસામાં જનરલ વિશે, મી० એડવર્ડીસ સાથે મળી જઇ મુલતાનપર પાછો ઘેરો નાખી તે તાબે કરી લીધું; ને મુળરાજ પોતાની મેળે શરણ થયો. એને લાહોરમાં ગવરનર જનરલ પાસે મોકલી આપ્યો; ને એનાપર એનડરસન અને એગન્યુને મારી નાંખવાનો વાંક મુકી એને જન્મ કેદ કીધો. આ પછી તરતજ બીજી લડાઇ ચિલીઆન વાલાની પાસે ભારે જોસમાં થઇ તેમાં બન્ને પક્ષના ઘણા માણસો મરાયા. આલડાઇમાં દુશ્મનોની ૪૦તોપો અંગ્રેજોના હાથમાં આવી પરી, પણ લડાઇમાં તેઓને એટલીતો નુકશાની ખમવી પડી કે તેમની જીત હાર સરખી થઇ પડી. આથી ઇંગ્લાંડ અને હિંદુસ્તાનમાં લોર્ડ ઘોઘની જગાને સારૂ ભારે પોકારો ઉઠવા માંડયા. ઇંગ્લાંડની સરકારે તરતજ સર ચાર્લસ નેપિયરને તેની જગાએ નીમિ હિંદુસ્તાન તરફ રવાને કર્યો, પણ તે આવી પોહોંચ્યો તેની આગમજ ગુજરાત આગળ લડાઇ ઉઠી જેમાં શીખનો છેક પરાજય થયો. એ લડાઇમાં દોસ્ત મહમદે શત્રુને મદદ કરી હતી પણ તેમની હાર થતાં તે લડાઇના રણમાંથી નાહાસી ગયો.

જેની પૂઠે જનરલ ગીલબર્ત છેક ખાઇબર ઘાટ સુધી લાગ્યો. પછી હરમક, રાવલ પીંડી ને કેટલીક બીજી જગાઓએ મળીને ૧૬૦૦૦ શીખ લોકે પોતાનાં હથીયાર છોડી દીધાં ને અંગ્રેજને શરણ થયાં. પછી તા૦ ૨૯મી માર્ચ ૧૮૫૧મા લોર્ડ ડેલ્હૌજીએ પોતાનો ઢંઢેરો બહાર પાડી પંજાબ પ્રાંત અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યો, ને ધુલપસીગને વરસ દહાડે ૫૦૦૦૦ પૌંડ આપવાને કબુલ કર્યું.

## પ્રકરણ ૧૦ મું.

## ૧૮૫૭ નો ખેદકારક બળવો.

૧૮૫૭માં ઇરાનના શાહ સાથની લડાઇ તરતની બંધ પડેલી, ચીન સાથે ભારે યુદ્ધ મચી રહેલું, અને હિંદુસ્તામાં ગોરૂં લશ્કર જવલેજ હતું, તેવા વખતમાં ચોમેરથી અંગ્રેજો સામે બળવાનો ભભુકો સળગી ઊઠયો. વાય્ય કોણના પ્રાંતોમાં થોડા મુદતથી બેદીલી ચાલતી હતી તેની ચીંગારી ધીમે ધીમે હિંદુસ્તાનના બીજા ભાગોમાં પસરી. આવા વખતમાં અયોધ્યા તથા વરાડ વિગરેના રાજ અંગ્રેજી રાજ સાથે જોડી નાખ્યા થા તથા અંગ્રેજો હિંદુ તથા મુશલમાનોને વટલાવી ખ્રીસ્તી કરવાનો વિચાર રાખે છે, એવી ખોટી અફવા ચોતરફ ફેલાવાથી અને વળી અવુરામાં પુરી બંદુકમાં વાપરવાની "કાર્ટીજ" નામની ચામડાની ટોટીઓ જે તે વખતે ઇગ્લાંડથી તરતની નવી આવેલી હતી, તેને સુઅર તથા ગાયની ચરબી લગાડેલી

છે, એવી બુમ ફેલાવાથી અંગ્રેજી લસ્કરના દેશી માણસોનાં દીલ બહુ ખાટાં થયાં; અને જ્યારે તેઓએ તે વાપરવાને ના પાડયું ત્યારે તેમને શિક્ષા કરવામાં આવી. એથી સેહજ વારમાં બંગાળેથી પંજાબ સુધીના સઘળા મુલકમાં બંડ સળગી ઊઠયું. પેહેલ વેહેલો ભડકો કલકત્તા પાસે બરાનપુરમાં થયો. ૧૮૫૭ ની ૧૦મી મેહે આ બળવો ભરપુર જોસાથી મીરતમાં મચી રહ્યો; ત્યાંના કેટલાક ઘોડેસ્વારોએ એ ગોળીઓ વાપરવાને ના પાડી, તેથી તેમને કેદ કરવાની તઇયારી થતી હતી એટલામાં તેમને છોડાવવાને આખી લસ્કરની ટુકડીએ બળવો કરી મુકયો. તેમણે યુરોપીઅનોનાં થાણાં લૂટી લીધાં અને બાળી નાંખ્યાં, અને જ્યાં જ્યાં અંગ્રેજો મળતા ગયા ત્યાં ત્યાં નિર્દય રીતે તેમને મારી નાંખતા દિલ્હી તરફ વધી આવ્યા. આ કામમાં દિલ્હીનો ઘરડો અકેહેનશાહ જેને ૧૮૦૩માં અંગ્રેજોએ છુટો કર્યો હતો અને જે હાલ અંગ્રેજના તાબા તળે શાંત રીતે સુખ ભોગવતો હતો, તે તથા અયોધ્યાનો પદભ્રષ્ટ થએલો રાજા, નાગપોર, ને સતારાના મરાઠા સરદારો, અને છેલા બાજીરાવનો દત્તક નાના સાહેબ બગેરે ઘણાક સામેલ હતા. છેલા બાજીરાવને જે નેમણુંક અંગ્રેજ સરકાર તરફથી મળતી હતી, તે તેના મરણ પછી બંધ કરવામાં આવી હતી. તેથી તે દીવસથી તેના દીલમાં વેરની ધુણી ધુમાયા કરતી હતી. તેણે આ વખતે અંગ્રેજો સામે કુરપણું કરવામાં બાકી રાખ્યું નહી. એણે કાનપુરના કિલ્લાના સરદાર લેફટેનેન્ટ વિલબીને મદદ આપવાનું કહી ઠગ્યો. તેણે તેને વચન આપ્યુ કે જો તમે એ કિલ્લો દારૂ ગોળાસાથે અમારે સ્વાધીન કરશો તો સુખેથી અમે તમને અલાહાબાદ જવા દઇશું. પણ

જ્યારે તે પ્રમાણે અંગ્રેજી અધિકારીઓએ કર્યું કે તરતજ નાના સાહેબે પોતાનું વચન તોડી ગોળીનો મારો ચલાવ્યો, અને તે મને પકડી સખત કેદમાં રાખ્યા. એટલામાં અંગ્રેજી લશ્કર ચઢી આવ્યું, તેમાં નાના સાહેબની હાર થવાથી બધા કેદી ઓને ખીજવાઇને તેણે મારી નંખાવ્યા. વળી તેણે દિલ્હીના ક-મીશનર મી૦ ફ્રેઝર, કપટાન દગલાસ, મી૦ જેનીંગસ અનેતેની છોકરીને તેમના બંગલામાં મારી નંખાવ્યા. આવા વખતમાં ફીરોજપુર, બરેલી, મોરાદાબાદ, ખાનપુર, બનારસ, અલાહા-બાદ, ફતેગર વગેરે કેટલીક જગામાં બળવાનો ભભુકો ઊઠી રહ્યો, અને તેઓએ કમકમાટ ઉપજાવે એવી રીતે ઓરતો ને બચ્ચાંને નિર્દયપણે મારી નાખ્યાં. આવા ભયભીત વખતમાં પંજાબ, લાહોર અને પેશાવરમાં ત્યાંના અંગ્રેજ અમલદારોના સાવચેતી ભરેલા ઊપાયોથી બળવો થતો અટક્યો હતો. લા-હોર અને પેશાવરમાં બળવાના ચીન્હો દિસવા લાગ્યાં, કે એકદમ ત્યાંના સીપાઇઓનાં હથીઆરો છીનવી લેવાથી તથા ઘટતી શિક્ષા કરવાથી ને બળવો આગળ વધતો અટકી પડ્યો. આવા વખતમાં શીખ લોકો તેમજ કપુરથલા, કાશ્મીર, પટીઆ-લા અને જીંદના માહારાજાઓ અને પેજસીંગ, સમશેરસીંગ, જનારસીંગ વગેરે સરદારો અંગ્રેજી રાજ તરફ વફાદાર રહ્યા હતા; અને આ ખેદકારક બળવો બેસાડી નાંખવામાં જો-ઇતી મદદ આપી હતી. હવે તેમના ખવીસપણાનો બદલો વા-ળવાનો વખત નજદીક આવ્યો. પાણીના પુરની માફક એક-દમ ચોમેર ફુલાઇ ગએલા બંડના પેહેલા અટકાવનાર જનરલ હેવલોક ને કરનલ નીલ હતા. જનરલ હેવલોક અલાહાબાદ

તરફ ગયો, ને કરનલ નીલ કાનપુર આવી પોહોંચ્યો. ૧૮૫૭ ની ૧૬ મી જુલાઇએ કાનપુરમાં મોટું યુદ્ધ ચાલ્યું, જેમાં નાના સાહેબના ઘણા માણસો મરણ પામ્યા અને પોતે બીથુર નીકળી ગયો. કરનલ નીલને કાનપુરમાં રાખી હેવલોક સાહેબ અયોધ્યામાં જઇ ચઢયો. ત્યાં જતાં વચમાં બાથુર આવ્યું તે લઇ નાના સાહેબનો મેહેલ બાળી નાંખ્યો. અહીયાં એની પુઠે કરનલ નીલ ધાઇ આવ્યો. પણ અયોધ્યામાં બળવાખોરોએ તેને મારી નાંખ્યો. લખનોરમાં સર હેનરી લોરન્સ બળવાખોરો સામે બહાદુરીથી બચાવ કરતાં માર્યો ગયો; પણ એટલામાં જનરલ હેલવોક તે તરફ આવી પોહોંચ્યો અને ત્યાંના કિલ્લેદારોને તેણે દુખમાંથી છુટા કીધા. દોનાપુરની ઉપર આવેલાં એરા શેહેરમાં દેશી લશ્કરની ત્રણ ટુકડી મળી ૩૦૦૦ થી વધારે બળવાખોરોએ બંડ ઊઠાવ્યું. આવી મોટી શંખ્યાની સામે ઊવેક, બોઇલ, અને કોલવીન સાહેબે થોડા શીખ અને અંગ્રેજો સાથે એક અઠવાડીયાં સુધી બચાવ કીધો, પછી મેજર બીનસ્ટન આયરીએ બીબીગંજ આગળ બળવાખોરો પર જય મેળવી. તેમને ત્યાંથી વીખેરી નાંખ્યા, ત્યારે તેઓ ધારતીમાંથી મોકળા થયા. આ પ્રમાણે છ દિવશ સુધી લાગલગાટ લડયા પછી દિલ્લી શેહેર તાબે થયું, મેજર હોડસને હુમાયુની ઘોર આગળ દિલ્હીના શેહેનશાહ મહમદ બાહદરને કેદ પકડયો; અને તેના બંન્ને છોકરાને તથા એક પૌત્રને ગોળી વતી મારી નંખાવ્યા. મહમદ બહાદરનો તપાસ થઇ અને તે ગુનેહગાર ઠરવાથી તેને જન્મ ટીપ દેઇ રંગુન મોકલ્યો. અહીઆં એ બુઢો બાદશાહ આખરે મરી ગયો.

૧૮૫૮ ના એપ્રિલ માસમા તાતીઆ ટોપી કરનલ મીડના હાથ માં કેદ પકડાયો. એની તપાસ થઈ અને કાનપુરની કતલમાં ભાગ લેવાનો વાંક મુકી તેને ફાંસો દીધો. દિલ્હી સર કર્યા પછી બળવાખોરોનું જોર ભાંગ્યું; અને પંજાબના ચીફ કમીશનર સાહેબે પોતાના મુલકમાં પુરતો બંદોબસ્ત રાખી શીખ લોકનું લશકર ત્યાં મોકલી આપ્યુ.

## પ્રકરણ ૧૧ મું.

## લોર્ડ કલાઇવ.

લોર્ડ કલાઇવ ૧૭૨૫ ના સપટેમ્બર મહીનાની ૨૯ મી તારીખે જન્મ્યો હતો એ (ઇસ્ટ ઇંડીઆ કંપનીના હાથ તળે) ઇ. સ. ૧૭૪૩ માં કારકુન તરીકે મદ્રાસ આવી પોહોંચ્યો. અહીંઆં એની હાલત ઘણી દુખદાયક થઇ પડી હતી. પોતાની પાસે જે થોડા પઇશા લાવ્યો હતો તે ખાલી થઈ ગયા, ને એનો પગાર નાનો હોવાથી એને માથે કરજ થયું. આવી દુર્દશા થવાથી તે એટલોતો કંટાળી ગયો કે તેણે પોતાની જીંદગીનો અંત લાવવા બેવાર પોતાના મગજ તરફ પોતાને હાથે બંદુક છોડી પણ તે બન્નેવાર નિષ્ફળ ગઇ ને તેની જીંદગી સહી સલામત રહી. ઇ. સ. ૧૭૪૬ માં જયારે ફ્રેંચોનના હાકેમ લાબોર્ડોનીએ ફોર્ટ સેન્ટ જોર્જ લીધું, ત્યારે ત્યાંથી જે અંગ્રેજી કેદીઓને એ પોંડીચરી ઘસડી લાવ્યો હતો તેમાં કલાઇવ પણ હતો.

પણ એ મુસલમાનો પોશાક પેહેરીને ત્યાંથી નહાસી ફોર્ટ સેન્ટ ડેવીડ સહીસલામત આવી પોહોંચ્યો. ઇ. સ. ૧૭૫૦ માં એણે કર્નાટકની રાજધાની આર્કોટપર ઘેરો ઘાલ્યો. આ વખતે ચંદા સાહેબે પોતાના છોકરા રાજા સાહેબને કેટલુંક પોતાનું તથા ફ્રેન્ચ લસ્કર આપી એની સામે મોકલ્યો. કલાઇવે એને ઇ. સ. ૧૭૫૧ માં આરની આગળ હરાવી કર્નાટકના આગલા નવાબ અનવારૂદીનના છોકરા મહમદઅલીને આર્કોટનો નવાબ ઠેરવ્યો. એજ વર્ષમાં એણે તીમેરીનો કિલ્લો સર કર્યો ને ડુપ્લીએ જે ફતેહઆબાદ નામનુ શેહેર બંધાવ્યુ હતું, તથા એક મિનારો ઊભો કરાવ્યો હતો તેનો એણે નાશ કર્યો. ઇ. સ. ૧૭૫૨ માં મરાઠાના સરદાર મોરારીરાવ સાથે મળી જઇ એણે ફ્રેન્ચોપર ટ્રિચીનોપોલી આગળ હુમલો કર્યો એટલે તેઓએ તે શેહેર છોડી સીરીંગાપટમમાં આશરો લીધો. ત્યાર પછી કોવલાંગ ને ચીંગલપટના કિલ્લા તાબે કરી એ મદ્રાસ તરફ ફર્યો. અહીંઆં મસ્કેલીન નામની એક કુળવાન ને ભણેલ સ્ત્રી સાથે એ પ્યારમાં પડ્યો. પછી તે પોતાનાં લગ્ન કરી થોડા દીવસમાં ઇંગ્લાંડ ગયો. ત્યાંના લોકોએ એને ભારે માન તથા મોટા ઠાઠ સાથે ઇગ્લાંડમાં દાખલ કર્યો ને પ્યાર તથા માનની નિશાનીથી એને જોવા લાગ્યાં. આ વખતે ઇસ્ટ ઇંડીઆ કંપનીએ, હીરાથી મઢી લીધેલી એક સમસેર એને ભેટ કરી; પણ પોતાથી વધુ હકુમત વાળા સરદાર મેજર લોરન્સને જ્યાં સુધી એવી રીતની ભેટ નહી મળી ત્યાં સુધી તે કબુલ રાખવાને એણે ડહાપણ ભરેલી ને ઘણી વાજબી રીતે ના પાડયું. ઇ. સ. ૧૭૫૫ માં એ ફોર્ટ સેન્ટ ડેવીડનો હાકેમ ઠર્યો. ૧૭૫૬ માં

મરાઠા દરીયાઇ લુટારા સાહાનો ઘેરીઆ નામનો કિલ્લો એણે કબજે કરી લીધો ને તેમાંથી તેઓના સરદાર તુલાજી આંગ-રીઆને હાંકી કાઢયો. ૧૭૫૭ માં એણે ફ્રેન્ચ લોકોનું ચં-દ્રનગર નામનું શેહેર લઇ લીધું અને સુરાજા દાઉલાને પ્લા-સીની લડાઇમાં હરાવી તેના સરદાર મીરજાફરને તેની જગાએ નવાબ ઠરાવ્યો.

ઇ. સ. ૧૭૫૮ માં જયારે કલાઇવે દિલ્હીના શેહેનશાહ શાહઆલમ અને અયોધ્યાના હાકેમ સુજાદઉલા સામે મીરજા-ફરનો બચાવ કર્યો, ત્યારે મીરજાફરે પોતાને કંપની તરફથી કલકત્તાની આસપાસની જગાનું જે ૩૦૦૦૦ પૌંડનું ભાડું મળતું હતુ તે કલાઇવને તેની જીંદગી સુધી આપવાને કબુલ કર્યું. ૧૭૬૦ માં જયારે તે હિંદુસ્તાન છોડી ઇંગ્લાંડ ગયો ત્યારે આખા બંગાળા પ્રાંતમાં ગડબડાટ મચી રહ્યો; મીરજાફ-રને ગાદીપરથી ઊઠાડી મૂકી તેના જમાઇ મીરકાસીમને નવાબ ઠેરવ્યો; દેશિ રાજાઓએ અંગ્રેજોપરથી વિશ્વાશ કાઢી નાંખ્યો; ને અંગ્રેજી લશ્કરના દેશિ સિપાઇઓએ અંગ્રેજો સામે બળવે કરવાની વાસ્તી દેખાડી. આ સઘળું સમાધાનીપર લાવવાને ડીરે-કટરોએ કલાઇવને એકવાર ફરીથી હિંદુસ્તાન તરફ જવાને અ-રજ કરી. આ વખતે ડિરેકટરોની સભાનો પ્રમુખ સુલીવાન હતો, જે કલાઇવનો કટ્ટો શત્રુ હતો. એને પ્રમુખના હોદ્દા-પરથી બરતરફ કરવાની સરતપર કલાઇવે હિંદુસ્તાન જવાને હા પાડયું. આ વખતે બંગાળા પ્રાંતમાં ઘણો ગેરબંદોબસ્ત ફે-લાયો હતો તથા ઠામ ઠામ ઘણાં બંડ ઊઠયાં હતાં તેથી તેઓએ આખરે ઠરાવ કીધોકે, એ સઘળાને સમાધાનીપર લાવવા એ

કામ કલાઇવ શીવાય બીજાથી બને તેમ નથી; માટે તેનો સરત પ્રમાણે તેઓએ સુલીવાનને તેના હેદ્દાપરથી બરતરફ કરી કલાઇવને હિંદુસ્તાન ભણી રવાને કર્યો. ઇ. સ. ૧૭૬૫ મા તે છેલ્લીવાર હિંદુસ્તાનમાં આવ્યો. આ વખતે એણે બંગાળા, ઓરીસા, ને બાહારના પ્રાંતો અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યા, ને તેનું મેહેસુલ એકઠું કરવાનો હક અગ્રેજોને આપ્યો. એણે કંપનીના ચાકરોનો પગાર વધારી આપ્યો; તેમને ખાનગી વેપાર કરતા બંધ પાડયા; ને જયારે અંગ્રેજી લસ્કર લડાઇપર જાય ત્યારે તેમને બેવડું ભાથું આપવું એવું નક્કી કર્યું. વળી મીર જાફરે તેના વશીયતનામામાં કલાઇવને ૬૦૦૦૦ પૌંડ આપવા જણાવ્યા હતા. તે નાણાની રકમ તેણે ઘાયલ થએલા અને માંદગી ભોગવનારા સિપાઇના ઉપયોગમાં નાંખવાને કંપનીને સ્વાધીન કરી. ઇ. સ. ૧૭૬૭ માં એ હિંદુસ્તાન છોડી ઇંગ્લાંડ ફર્યો. આ વખતે એની કિર્ત્તિની અદેખાઇ લાવી એની સામે રાજની એક ટોળી ઉભી થઇ, જેઓએ એનીપર કેટલાક ગુન્હા મૂકી એની તપાસ ચલાવવા માંડી. પણ એના ઉપર એકે ગુન્હો સાબીત થયો નહી. એ ઇ. સ. ૧૭૭૪ માં મરણ પાંમ્યો.

## શીવાજી.

શાહજીનો છોકરો શીવાજી ઇ. સ. ૧૬૨૭ માં સ્વીનરીના કિલ્લામાં જન્મ્યો હતો. દાદાજી કોનીદીઓ નામના શાહજીના એક વફાદાર અને ચાલાક કારભારીએ થોડા વખત સુધી એની સંભાળ લીધી હતી. એને એના બાપ તરફથી વારસામાં સતારાની દક્ષીણે આવેલાં બાવીસ ગામડાં મળ્યાં હતાં. ઇ. સ.

૧૬૪૬ માં એણે પુનાથી વીશ મૈલને છેટે આવેલી તોરનીની ટેકરીપર ધસારો કરી તે કબજે કરી લીધી. આ ટેકરીની નજદીક માંથી એને પુષ્કળ ખજાનો જડયો હતો. એ સઘળો પૈસો એણે રેઘર નામનો એક બીજો કિલ્લો બાંધવા પાછળ ખરચી નાંખ્યો. એનો જન્મ કિલ્લામાં થવાથી, તથા પોતાની પેહેલી ફતેહમાં કેટલાક કિલ્લા હાથ કરી લીધા હતા, તેથી અને વળી એની જીંદગીનો છેડો પણ કિલ્લામાંજ થવાથી, ઔરંગજેબ એને પાહાડ પરનો ઉંદર કહેતો હતો. ઇ. સ. ૧૬૪૬ માં એણે સિંઘર, સોપા અને પુરનધર વગેરે કેટલીક જગા જીતી લીધી. એની ફતેહની અદેખાઇ કરીને વિજાપુરના રાજા મહમદ આદિલશાહે એના બાપ શાહજીને દગાથી પોતાની દરબારમાં બોલાવી કેદ કીધો. પછી શીવાજીને એણે એવી બીક આપી કે જો તું થોડા વખતમાં મારે શરણે નહીં થશે તો તારા બાપ શાહજીને મારી નાંખીશું. આ વખતે પોતાના બાપને છોડવવાના હેતુથી એ શાહજહાન જોડે મળી ગયો, અને તેના દરબારમાં રહી તેના હાથ તળે ચાકરી કરવાનું કહી પોતાના બાપને છોડાવ્યો. એ પોતાના વચન પ્રમાણે નહીં ચાલતાં ઉલટો ઈ. સ. ૧૬૫૧ માં મોગલ રાજને લગતી કેટલીક જગાપર લુટ ફાટ ચલાવા લાગ્યો. વિજાપુરના આગલા રાજા મહમદ આદીલશાહનો છોકરો અલીઆદીલશાહ જે ૧૬૫૬ માં ગાદીએ આવ્યો હતો, તેણે ઇ. સ. ૧૬૫૯ માં અફઝલખાં નામના પોતાના એક સરદારને કેટલુંક લશ્કર આપી શીવાજી સામો મોકલ્યો. અફઝલખાં સાથની લડાઇમાં પોતે ફાવશે નહીં એવું ધારી તેની સાથે દગો રમી તેના લશ્કરનો ઘાણ વાળવાનો એણે નિશ્ચય કર્યો. પેહેલાં તો એણે અફઝલખાંના

એક બ્રાહ્મણ કાસદને લાંચ આપી પોતાની તરફ ખેંચી લીધો અને પછી વિજાપુરના રાજા સાથે સલાહ કરવાનું ખોટું ડોળ ઘાલી પ્રતાબઘડની પડોસની એક ઉજડ જગાપર તેના સરદાર અફઝલખાંને વગર હથ્થીયારે મળવાને બોલાવ્યો. આ વખતે શીવાજીએ પોતાના લશ્કરને હથ્થીયારબંધ કરી એક છુપી જગામાં રાખી મૂક્યું હતું અને પોતાએ પણ હથ્થીયાર સજી તે ઉપર એક ઝભો પેહેરી રાખ્યો હતો. શીવાજી તરફથી કાંઇ દગો નહીં થશે એવું ધારી જયારે અફઝલખાં તેને મળવા આવ્યો, ત્યારે તેણે ભેટવાને બહાને તેના પેટમાં પોતાનાં થથ્થીયાર ભોકી દીધાં અને પોતાના માણસને તેના લશ્કરપર તુટી પડવાને નિશાની કરી. ઇ. સ. ૧૬૬૨માં એણે વિજાપુરના રાજા અલી આદિલશાહસાથે મળી જઈ દખણના સુબા શાહીસ્તાખાં ઉપર હુમલો કર્યો, અને ઔરંગાબાદ સુધીનો સઘલો મુલક ઉજડ કરી મૂક્યો. આ ઉપરથી શાહીસ્તાખાં દક્ષિણ તરફ ગયો અને ચકુન નામની જગાપર હુમલો કરી પુનામાં આવી તેણે વીસામો કીધો. શીવાજી રાતની વખતે છુપી રીતે તે શેહેરમાં દાખલ થયો અને શાહીસ્તાખાંના મેહેલ તરફ જતા એક સરઘસમાં પોતાના કેટલાક માણસો સાથે દાખલ થઇ, તે સૂબાના સુવાના ઓરડા તરફ જઇ ચોકીવાનોને તથા તેના એક છોકરાને મારી નાંખ્યા. આ વખતે શાહીસ્તાખાં ત્યાંથી નાઠો પણ તેનાં આંગળાંપર એક જખમ લાગવાથી તે કપાઇ ગયાં. ઇ. સ. ૧૬૬૩માં તેણે સુરત લુટ્યું. આ ઉપરથી ઓરંગજેબને તેનાપર ઘણો ક્રોધ ચઢયો; કારણકે મક્કા તરફ હજ કરનારા તે કાળે સુરત થઇને જતા હતા અને તે ઉપરથી તેને બાબુલ મક્કા એટલે મક્કા તરફ જવાનો

દરવાજો કરી કહેતા હતા. ઇ. સ. ૧૬૬૪માં એનો બાપ શાહજી મરણ પામ્યો; તેથી આરની, પોર્ટોનોવો, અને તાંજોર વગેરે કેટલીક બીજી જગા એને મળી. ઇ. સ. ૧૬૬૫ માં એ મરાઠા લોકોનો રાજા થયો. આ વખતે એણે પોતાની તુલ્યના સોનાથી કરી અને તે સોનું બ્રાહ્મણોને વેહેંચી આપ્યું. ઇ. સ. ૧૬૬૫ માં એણે ૮૫ વાહાણોનો એક કાફલો ઊભો કરી બાર સીલોર વગેરે તેની આસપાસની જગાપર લુટ ચલાવી; અને મક્કા તરફ જતાં હાજીઓના કેટલાંક વાંહણોપર હુમલો કીધો. આ ઊપરથી ઔરંગજેબે જેપુરના રાજા જેસીંગને અને દલીર ખાં નામના એક સરદારને વિજાપુર હાથ કરી લેવા અને શીવાજીપર દખણમાં હુમલો કરવાને મોકલ્યા. આ વખતે શીવાજીની પુણાની નજદીક સોંધર આગળ હાર થઇ, અને તેને પોતાના વીસ કિલ્લા ઔરંગજેબને આપવા પડયા. ત્યાર પછી એણે દલીરખાં અને જેસીંગ જોડે મળી જઇ વિજાપુર પર હુમલો કીધો. ઇ. સ. ૧૬૬૫ માં એ પોતાના છોકરા સંભાજી સાથે ઔરંગજેબની દરબારમાં ગયો. પણ અહીયાં ઔરંગજેબ તરફથી દગો થવાની ધાસ્તી લાગવાથી તે એકાએક પોતાના છોકરા સાથે તેની દરબાર છોડી રેઘરમાં આવી પોહોંચ્યો. ઇ. સ. ૧૬૬૮ માં એણે વિજાપુર અને ગોવળકોંડાના રાજા પાસેથી ચોથ લેવા માંડી. એણે ઇ. સ. ૧૬૭૭ માં તાંજોરમાં પોતાના ભાઇ વંકાજી જોડે સલાહ કરી અને પોતાના મેહેસુલનો થોડો ભાગ તેને દર વર્ષે આપવા કબુલ કર્યું. આ વખતે એણે પોતાણા છોકરા સંભાજી જોડે અણબનાવ થાવાથી તે પોતાના બાપની દરબાર છોડી દલીરખાં જોડે મળી

ગયો; અને જ્યારે ઔરંગજેબે તેને દિલ્હીમાં મોકલી આપવાને દલીરખાંને હુકમ કર્યો ત્યારે તે ત્યાંથી પોતાનો બચાવ કરવા નહાસી ગયો. શીવાજી ઇ. સ. ૧૬૮૦ ના એપ્રિલ માસની ૫ મી તારીખે રૈઘરના કિલ્લામાં મરણ પામ્યો.

## ચંદા સાહેબ.

એ આર્કાટના નવાબ દોસ્તઅલી જે ઇ, સ. ૧૭૪૦ માં મરાઠા સામે લડતાં એમ્બુર આગળ માર્યો ગયો હતો, તેનો જમાઈ અને પ્રધાન હતો. એનું ખરૂ નામ હુશેન દોસ્તખાં હતું. ઇ. સ. ૧૭૩૬ માં જ્યારે ટ્રિચિનોપોલીના રાજાની વિધવા મિનકશા આમુલે તેની ગાદી મેળવવામાં આર્કાટના નવાબ દોસ્ત અલીની મદદ માગી ત્યારે તેણે પોતાના જમાઇ ચંદા સાહેબને તેની મદદે મોકલ્યો તેણે પેહેલાં તેને મદદ આપવા હા કહી, પણ પછવાડેથી તેને કેદ કરી ટ્રિચિનોપોલીનું રાજ પોતે હાથ કરી લીધું. ઈ. સ. ૧૭૩૯ માં એણે તાંજોરના રાજા સાહુજી સામે લડી કારીકલ અને તેની આસપાસની કેટલીક જગા જીતી લેઇ ફ્રેન્ચ સરદાર ડુમસના સ્વાધીન કરી આપી. ઇ. સ. ૧૭૪૦ માં દોસ્ત અલીના મરણ પછી તેનો છોકરો સાદતઅલી ચંદા સાહેબને ટ્રિચિનોપોલીમાંથી હાંકી કાઢવાને મરાઠા લોકોના સરદાર મોરારી રાવ જોડે મળી ગયો; પણ તેને દોસ્ત અલીના બીજા જમાઇ મર્તેજા અલીએ દગાથી ઇ. સ. ૧૭૪૨ માં આર્કાટ આગળ મારી નાંખ્યો. ચંદા સાહેબ જે ટ્રિચિનોપોલીમાં ભરાઈ બેઠો હતો તેની સામે મોરારીરાવ થયો, અને ઇ. સ. ૧૭૪૧ માં તેને સતા-

સના કિલ્લામાં કેદ કીધો. ઇ. સ. ૧૭૪૮ માં સાત વર્ષ સુધી કેદખાનું ભોગવયા પછી ડુપ્લીએ મોરારીરાવને તેના છુટકારાના બદલામાં સાત લાખ રૂપીઆ અંગ્રેજોને આપી તેને છોડવ્યો. આ સઘળો વખત તેની બૈરી અને તેનું કુટુંબ ડુપ્લીના હાથ તળે આશરો લઇ પોંડીચરીમાં પડી રહ્યું હતું. ઇ. સ. ૧૭૫૦ માં આર્કાટની ગાદીના વારસ અનવારૂદીન સામે એણે વાંધો ઉઠાવ્યો; અને ડુપ્લીની મદદ લઇ તેની સામે થયો જેમાં અનવારૂદ્દીન માર્યો ગયો અને પોતે આર્કાટનો નવાબ ઠર્યો. આ વખતે અનવારૂદ્દીનના છોકરા મહમદઅલીએ ટ્રિચિનોપોલી જઇ કલાઇવનો આશરો લીધો. કલાઇવે ચંદા સાહેબની રાજધાની આર્કાટપર ઘેરો નાંખ્યો, ત્યારે ચંદા સાહેબે તેના છોકરા રાજા સાહેબને કેટલુંક લશ્કર આપી તેની સામો મોકલ્યો; પણ ઇ. સ. ૧૭૫૧ માં કલાઇવે તેને આર્નિ આગળ હરાવી મહમદઅલીને આર્કાટનો નવાબ ઠેરવ્યો. વળી આ વખતે ફ્રેન્ચો તરફથી ચંદા સાહેબને મદદ મળતી બંધ પડવાથી તે તાંજોરના લશ્કરના ઉપરીને શરણે ગયો, જેણે ઇ. સ. ૧૭૫૨ માં દગાથી તેને મારી નંખાવ્યો.

## હૈદરઅલી.

હૈદરઅલી ઈ. સ. ૧૭૦૨ માં કોલાર નામની જગા આગળ જન્મ્યો હતો. જ્યારે એ ૩૦ વર્ષની ઉમ્મરે પોહોંચ્યો ત્યારે એ મહીસૂરના રાજાની ચાકરીમાં રહ્યો. મહીસૂરના રાજાએ તેને ૫૦ ઘોડેસ્વાર અને ૨૦૦ પાયદળ એટલા લશ્કર સાથે દિંદિગાળના પ્રગણામાં સરદારી આપી મોકલ્યો. અહીંઆં તેણે

લુટ, અને દગાથી ઘણું નાણું મેળવ્યું તથા એક મોટું લશ્કર જમાં કર્યું. ઇ. સ. ૧૭૬૦ માં એણે મહીસૂરના રાજાના પ્રધાન નાનદીરાજ જોડે લડી તેને હરાવ્યો; અને મહીસૂરના રાજાને દર વર્ષે ત્રણ લાખ તથા નાનદીરાજને એક લાખ રૂપીઆ આપવા કહી તેને મહીસૂરની ગાદી ત્યાગ કરવાને ફરજ પાડી. પછવાડેથી નાનદીરાજને, તેની સામે પ્રપંચ રચતો માલમ પડવાથી, તે મુઓ ત્યાં સુધી તેણે કેદ કર્યો. ઇ. સ. ૧૭૬૩ માં તેણે બિદનોરનો કિલ્લો જીતી લીધો. ઇ. સ, ૧૭૬૫ માં માધવરાવે એક મોટા લશ્કર સાથે તેની સામા થઇ તેનો પરાજય કર્યો અને તેની પાસેથી કેટલાક ગામો તથા રૂ૩૨૦૦૦૦૦ લેવા ના કરીને તેની સાથે સલાહ કીધી. ઇ. સ. ૧૭૬૬ માં તેણે મલબાર ઊપર હુમલો કીધો અને કાલીકટ હાથ કરી લીધું; ત્યારે ત્યાંના રાજાએ હૈદરના હાથમાં કેદ પડી રહેવા કરતાં બળી મરવાનું વધારે પસંદ કરી, તેમ કર્યું. આવી તેની ફતેહાની અદેખાઇ લાવી ઇ. સ. ૧૭૬૭ માં નિઝામ, મરાઠા અને અંગ્રેજ સરકારે તેની સામે સંપ કર્યો. પણ નિઝામ અને મરાઠાઓને લાંચ આપી હૈદરે પોતાની તરફ ખેંચી લીધાં, તેથી અંગ્રેજી લશ્કરના સરદાર કરનલ સ્મીથને મદ્રાસ પાછું હઠવું પડયુ. આ તકનો લાભ લઇ હૈદર તેની પુંઠે ધાયો; પણ ચંગામા અને ટ્રિનોમાલી આગળ તેની હાર થઇ. ત્યાર પછી મુંબઇથી એક બીજું લશ્કર આવી પોહોંચ્યું. તેણે માંગલોર અને હોનોર લઇ લીધાં. આ વખને કરનલ સ્મીથની બદલી થવાથી હૈદરે તેની ખોઇ દીધેલી જગાઓ માત્ર છ અઠવાડીઆંના ટુંક અરસામાં પાછી મેળવી. ઇ. સ. ૧૭૬૯ માં હૈદર

અને અંગ્રેજો વચ્ચે સલાહ થઇ. આ સલાહની સરતો એ હતી કે લડાઇમાં લીધેલાં એક બીજાનાં ગામો પરસ્પર પાછાં આપવાં,. અને પારકા રાજવાળાની સામે એક બીજાને મદદ આપવી. ઇ. સ. ૧૭૭૧માં હૈદરે મરાઠા સામે લડતાં ચરકકુલી આગળ હાર ખાધી; અને ૧૭૬૭માં થએલી સલાહના કોલકરારો પ્રમાણે અંગ્રેજો તરફથી મદદ મળવાની આશામાં તે નિરાશ થયો ત્યારે મરાઠાઓને ૩૬૦૦૦૦૦ રૂપીઆની ખંડણી આપવા કબુલ કરી તેમની સાથે સલાહ કરી. આ ઊપરથી અંગ્રેજો સામે તેણે મોટો દ્વેષ ધર્યો, અને લાગ ફાવે તેમની સામે થવાનો પક્કો નિશ્ચય કર્યો. ઈ. સ. ૧૭૭૯ માં જ્યારે અંગ્રેજોએ મહી કબજે કરી લીધું ત્યારે હૈદર મરાઠા અને નિઝામ જોડે મળી જઇ તેમની સામે થયો. ઇ. સ. ૧૭૮૦ માં એક મોટા લશ્કર સાથે હૈદર સિરિંગાપટમ છોડી કરનાટક સુધી નાશ કરતો વધી આવ્યો, અને પીરંબાકમ આગળ કરનલ બેલીના લશ્કરનો એણે ઘાણ વાળ્યો. પણ એની ફતેહ લાંબા વખત સુધી જારી રહી નહીં. ઇ. સ. ૧૭૮૧માં સર આયરકુટે પોર્ટોનોવો, પોલીલોર, અને સોલીંગર આગળ એને હરાવ્યો એજ વર્ષમાં ઇંગ્લાંડ અને હોલાંડ વચ્ચે લડાઇ સળગવાથી હૈદર વલંદા લોકો જોડે મળી ગયો. સર આયર કુટ અને સર હેકટર મનરોએ નિગાપટમ, પુલીકટ અને મદ્રાસ વગેરે તેઓના હિંદુસ્તાન માંહેલાં પ્રગણાપર હલ્લો કરી લઇ લીધાં. જો કે ઈ. સ. ૧૭૮૨ માં હૈદરના છોકરા ટીપુએ તાંજોર આગળ કરનલ બ્રાથવેટને હરાવ્યો, તોપણ મેજર એબીગટને પનીઆની આગળ હૈદર ઊપર ફતેહ મેળવી. એ ઇ. સ. ૧૭૮૨માં ચોતોડ આગળ મરણ પામ્યો.

# ટીપુ.

હૈદરનો છોકરો ટીપૂ જે તેના બાપના મરણની વખતે મલબાર કાંઠા ઊપર ૪૦૦ મૈલને છેટે હતો, તે આવી પોંહાંચે ત્યાં લગણ પૂર્નીઆ અને કિસ્નારાવ નામના બે બળવાન પ્રધાનોએ તેનું મરણ જાહેરમાં આણ્યું નહીં, અને જ્યારે ઇ. સ. ૧૭૮૩ માં ટીપુ મહીસૂર આવી પોંહાંચ્યો ત્યારે ૧૦૦૦૦ માણસનું લશ્કર તેની સામે જઇ તેને મળ્યું અને તેના બાપનો સઘળો ખજાનો તેને અનામત મળ્યો. ઈ. સ. ૧૭૮૩ માં તેણે બેદનોર અને માંગલોર હાથ કીધા; અને બેદનોરના કિલ્લાના સરદાર મેથ્યુ બીજા કેટલાએક સાથે કેદ પકડાયો. આ વખતે કરનલ ફુલર્ટને કરાર, દિંદિગાળ, પાલઘાટ અને કોઇંબેટુર વગેરે ટીપુની જગાઓ લીધી અને સિરિંગાટમપર વધાવાની તૈયારીમાં હતો એટલામાં મદ્રાસના હાકેમ લાર્ડ મેકાર્ટનીએ ટીપૂ સાથે સલાહ કરવા જણાવ્યું, અને ઇ. સ. ૧૭૮૪ માં માંગલોર આગળ તેઓ વચ્ચે સલાહ થઇ. આ સલાહ થવાથી ટીપૂના હાથમાં પકડાએલા અંગ્રેજી કેદીઓને તેણે છુટા મેલ્યા, પણ બેલી, મેથ્યુ, અને કેટલાક બીજા મૂખ્ય સરદારોને તો આગળથીજ તેણે મારી નંખાવ્યા હતા. ઇ. સ. ૧૭૯૮માં ટીપૂએ કેનેરા અને કુર્ગપર ચઢાઇ કીધી અને ૧૦૦૦૦ કેદીઓને મહીસૂર લાવી તેઓપાસે જોર જુલમથી ઇસલામી ધર્મ કબુલ કરાવ્યો અને પોતાના લશ્કરની જુદી જુદી ટુકડીઓમાં તેમને વેહેચી નાંખ્યા. એજ વર્ષમાં તેણે પાદશાહનો ખેતાબ ધારણ કર્યો; જે આ વખત લગણ ફકત દિલ્હીના શેહેનશાહનેજ આપવામાં આવતો હતો. આ

વખતે નાના ફરનેવીસની સરદારી હેઠળ મરાઠા અને નિઝામ એની સામે થયા પણ ટીપુએ તેમને હરાવ્યા; એદોની અને સવાનુર નામની તેમની જગ્યા કબજે કીધી; અને તેઓને સલાહ કરવાને ફરજ પાડી. ત્યાર પછી ટીપૂએ મલબાર કાંઠા ભણી ચઢાઇ કરી અને ત્યાંના નેર્સ લોકો પાસે ઇસલામી ધર્મ કબુલ કરાવ્યો. એને વિશે એવું કહેવામાં આવેછે કે હિંદુઓના ૮૦૦૦ દેરાઓનો એણે નાશ કર્યો હતો. એના જુલમથી કેટલાક નેર્સ લોકોએ કંટાળીને ટ્રાવણકોરના રાજાનો આશરો લીધો હતો. આ ઉપરથી ટીપૂએ ઇ. સ. ૧૭૮૯માં તે રાજા સામે ચઢાઈ કીધી, પણ તેની હાર થઇ અને ભારે નુકશાન સાથે તેને એકલા પાછા હઠવું પડયું. આ લડાઇમાં એનો સઘળો કીમતી સરંજામ દુશ્મનોને હાથ લાગ્યો, પણ ટીપૂને જે નુકશાની થઇહતી તેનો બદલો વાળવાનો તેણે નિશ્ચ કર્યો; અને ત્રણ માસ સુધી લડાઇની સઘળી તૈયારી કર્યા પછી પાછો સામો થયો. આ વખતે ટ્રાવણકોરના રાજાને મદદ આપવા માટે લાર્ડ કોર્નવાલીસે નિઝામ અને મરાઠાના સરદાર નાનાફરનેવીસને ટીપૂ સાથે લડાઇ કરતાંજે લૂટ હાથ લાગે તેનો સરખો હિસ્સો આપવા કહી તેઓ સાથે એક સંપ કર્યો. ઇ. સ. ૧૭૯૦ માં કોર્નવાલીસે બાંગલોર હાથ કર્યું, અને ટીપૂને સિરિંગાપટમથી કેટલેક દૂર એરીકેરા નામની જગા આગળ હરાવ્યો. ત્યાર પછી એ સિરિંગાપટમ ભણી વધી આવ્યો, પણ નિઝામ અને મરાઠા તરફથી પૂરતી મદદ નહી મળી આવવાથી, તેમજ અંગ્રેજી લશ્કરમાં માંદગી ફેલાવાથી એને પાછું ફરવું પડયું. એણે ઇ. સ. ૧૭૯૨ માં નુનદીદુર્ગ નામની ટીપૂની જગા કબજે કરી લીધી. પછીના

ડેથી ઇ. સ. ૧૭૯૨માં નિઝામ અને કુર્ગના રાજા તરફથી વધુ મદદ મળવાથી તેણે સિરિંગાપટમપર પાછી ચઢાઇ કરી. આ લડાઇમાં ટીપુએ સઘળા મળી ૨૦૦૦૦ માણસો ખોઇ દીધાં હતાં, અને જ્યારે કોર્નવોલીસપર ફતેહ મેળવવાની આશા નહીં રહી ત્યારે તેણે ખુશીથી નિચલી સરતોપર સલાહ કરવા જણાવ્યું:—ટીપુએ તેના દેશનો અરધો ભાગ અંગ્રેજોને આપવો; ૩૦૦૦૦૦૦ રૂપીઆ આપવા; અંગ્રેજી કેદીઓને છોડી મુકવા; અને જ્યાં સુધી આ ઊપલી સરતો અમલમાં નહીં લાવે ત્યાં સુધી પોતાના બે છોકરા અંગ્રેજને સ્વાધીન કરવા. ઇ. સ. ૧૭૯૪ માં આ છોકરાઓને પાછા ટીપુ તરફ મોકલી આપવામાં આવ્યા હતા. આ વખતથી ટીપુ અંગ્રેજો સામે થવા ફ્રેન્ચ જોડે મળી ગયો અને તેઓસાથે સંદેસા ચલાવવા લાગ્યો. આ ઊપરથી લોર્ડ વેલેસલીએ નિઝામ સાથે મળી જઇ લડાઇની ભારે તૈયારી કરવા માંડી. ઇ. સ. ૧૭૯૮ માં જનરલ સ્ટુઅર્ટે તેને સિદાસીર આગળ અને જનરલ હેરીસ અને વેલેસલીએ મ વેલી અને સિરિંગાપટમ આગળ હરાવ્યો. આ છેલી લડાઇમાં ટીપૂ માર્યા ગયો ઇ. સ. ૧૭૯૯. એની લાસને લડાઇમાં માર્યા ગએલા માણસોનાં મુડાં વચ્ચેથી શોધી કાઢવામાં આવી હતી; અને મોટા માન સાથે લાલબાગ નામની એક સુંદર જગામાં દાટવામાં આવી હતી. એને "ટાઇગર આવ માઇસોર" એટલે "મહીસૂરનો વાઘ" કરી કહેતા હતા.



# પ્રકરણ ૧૨ મું.

બ્રિટિશ સરકાર તરફથી હિંદુસ્તાનમાં થએલા ગવરનર જનરલોની યાદી તથા તે ક્યારે આવ્યા અને ક્યાં સુધી રહ્યા તે નિચે મુજબ.

| | |
|---|---|
| વોરન હેસ્ટીંગ્સ | ૧૭૭૪—૧૭૮૫. |
| લાર્ડ કોર્નવોલીસ | ૧૭૮૬—૧૭૯૩. |
| સર જૉન શોર | ૧૭૯૩—૧૭૯૮. |
| લાર્ડ મોર્નિંગટન | ૧૭૯૮—૧૮૦૫. |
| લાર્ડ કોર્નવોલીસ (બીજી વખત) | ૧૮૦૫—૧૮૦૫. |
| સર જૉર્જ બાર્લો | ૧૮૦૫—૧૮૦૭. |
| લાર્ડ મિન્ટો | ૧૮૦૭—૧૮૧૩. |
| મારક્વીસ આવ હેસ્ટીંગ્ઝ | ૧૮૧૪—૧૮૨૩. |
| લાર્ડ આમ્હર્સ્ટ | ૧૮૨૩—૧૮૨૮. |
| લાર્ડ વિલિયમ બેન્ટીક | ૧૮૨૮—૧૮૩૫. |
| લાર્ડ ઓકલાન્ડ | ૧૮૩૬—૧૭૪૨. |
| લાર્ડ એલનબરો | ૧૮૪૨—૧૮૪૪. |
| સર હેનરી હાર્ડીંજ | ૧૮૪૪—૧૮૪૭. |
| લાર્ડ દેલૌજી | ૧૮૪૮—૧૮૫૬. |
| વાઇકાઉંટ કેનીંગ | ૧૮૫૬—૧૮૬૧. |
| લાર્ડ એલજીન | ૧૮૬૧—૧૮૬૩. |
| સર જૉન લારન્સ | ૧૮૬૩—૧૮૬૯. |
| લાર્ડ મેયો | ૧૮૬૯—૧૮૭૨. |
| લાર્ડ નોર્થબ્રુક | ૧૮૭૨. |

# હેસ્ટીંગ્સની રાજ્યનીતિ.

ઇ. સ. ૧૭૬૭ માં ક્લાઇવના ઇંગ્લાંડ ગયા પછી પાછી બંગાળાના કારભારમાં ગરબડ ચાલવા માંડી. તેના કરેલા સુધારા અમલમાં આવ્યા ન હોતા; અધિકારીઓએ વેપાર કરવાની ચાલ છોડી ન હોતી; અને ઉપજમાં ઘટાડો થયો હતો. આ કારણોથી ઇંગ્લાંડની પારલામેન્ટને કંપનીના કામમાં હાથ ઘાલવો પડયો. તેમણે રેગ્યુલેટીંગ આક્ટ નામનો નવો ધારો તા૦ ૧લી જુલાઇ ૧૭૭૩માં બહાર કાઢયો. આ ધારાની કલમો એ હતી કેઃ—કલકત્તામાં એક ગવરનર જનરલ નિમવો, અને તેને મસલત આપવા ચાર કૌન્સીલર ઠરાવવા, અને મુંબઈ તથા મદ્રાસમાં એકેક ગવરનર અને ચાર કૌન્સીલર નિમવા; ન્યાયને માટે કલકત્તામાં એક નવી અદાલત ઊભાડવી; અને કંપનીના કોઇ પણ નોકરે દેશિઓ પાસથી નજરાણાં લેવાં નહીં. વોરન હેસ્ટીંગ્સ ૧૭૭૩ માં પેહેલો ગવરનર જનરલ ઠર્યો અને જનરલ કલેવરીંગ, કર્નલ મોનસન, મી૦ ફ્રાન્સીસ જે પછવાથી સર ફીલીપ ફ્રાન્સીસ થયો હતો, અને મી૦ બારવેલ એ એની કૌન્સીલના ગ્રહસ્થો હતા. એમાંના ઉપલા ત્રણ એની વિરૂદ્ધ મતના હતા તેથી લાંબા વખત સુધી કામ ઠીક ચાલ્યું નહી. ૧૭૭૪ માં એણે કૌન્સીલની વિરૂદ્ધ થઇ રોહીલા લોકની સામે અયોધ્યાના નવાબ સુજા દાઊલાને મદદ આપી અને તેમને અયોધ્યાના સિમાડા પરથી હાંકી કાઢયા. આથી તેણે કંપનીને ૫૦૦૦૦ પૌંડનો ફાયદો કરી આપ્યો. એજ વર્ષમાં ગવરનર જનરલ હેસ્ટીંગ્સના ઉપર કલકત્તાના ધનવાન

બ્રાહ્મણ નંદકુમારે રૂપવતનું તોહોમત મૂક્યું. આ કામમાં મી૦ બારવેલ સિવાય કૌનસીલના બીજા સઘળા ગ્રહસ્થોએ નંદકુમારને જોઇતી મદદ આપી હતી એટલુંજ નહીં, પણ સભા મળવાના ઓરડામાં બેસાડી ગવરનર જનરલની વિરૂધ તેની ફરીયાદ સાંભળવાને જણાવ્યું. આથી હેસ્ટીંગ્સ, મી૦ બારવેલ સાથે કૌન્સીલ હોલ છોડી જતો રહ્યો. આ વખતે સભાનું કામ અટકાવી રાખવાના કરતાં જનરલ કલેવરીંગને સભાસદની ખુરસી આપી સભાનું કામ આગળ ચલાવવાની તેઓએ હિમ્મત કરી હતી. પણ ગવરનર જનરલની તપાસ થવાની હતી, એટલામાં નંદકુમાર જુઠા દસ્તાવેજની ઠગાઇમાં પકડાયો; તેથી સર ઇલીજા ઇમ્પેની હજુર કલકત્તાની ન્યાયની નવી અદાલતમાં તેની તપાસ થઇ અને તેને ફાંસીની શિક્ષા મળી. એક મોટા પૈસાવાળા અને ઊંચા વર્ણના બ્રાહ્મણને આવા વાંક સારૂ મોતની ભારે શિક્ષા કરવાથી પ્રજાનાં મન બહુ ખાટાં થયાં. ટીપુ અને મરાઠા સાથની લડાઇથી કંપનીનો ખજાનો ખાલી થઇ જવાથી અને વળી તેમની સાથે બીજી લડાઇ સળગવાનો સંભવ લાગવાથી હેસ્ટીંગ્સે બનારસના જાગીરદાર ચેતસીંગ પાસેથી અને અયોધ્યાના નવાબ અઝેફઅદદઉલા પાસેથી નાણું માગ્યું. બનારસની ગાદી ચેતસીંગને કંપની તરફથી આગળ મળી હતી; અને અયોધ્યાના નવાબ પાસેથી તેઓ ખંડણી વસુલ કરતા હતા, તેથી વાસ્તવીક રીતે જોતાં હેસ્ટીંગ્સને આવી વખતે તેમની પાસેથી નાણું એકઠું કરવા યોગ્ય ઉપાય લેવા વાજબી હતા. એ બન્ને રાજાઓએ ગવરનર જનરલની માંગણીપર આનાકાની કર્યા. હેસ્ટીંગ્સ બનારસ તરફ ગયો ત્યારે ચેતસીંગે

પોતાના માણસોને શિખવી ગવરનર જનરલની સામે બળવો કરાવ્યો. આ બળવામાં ગવરનર જનરલના ઘણા માણસો માર્યા ગયાં, અને તે પોતે પણ મરતો મરતો બચી ગયો. જ્યારે હેસ્ટીંગ્સની જીંદગી ઘણી ધાસ્તીમાં આવી પડી; ત્યારે તે ચુનાર તરફ નિકળી ગયો, અને મરાઠા સાથે સલાહ કરી. અહીંઆં અંગ્રેજી લશ્કરની બીજી વધુ મદદ તેને મળી આવી તેથી તેણે ચેતસીંગપર હુમલો કીધો, તેમાં બીજયઘર લઈ લીધું અને ચેતસીંગને ગ્વાલીયરમાં ભરાઈ બેસવું પડયું. ગવરનર જનરલે બનારસની ગાદી તેના એક ભસીને આપી અને ચેતસીંગ પાસેથી જેટલું નાણું માગ્યું હતું; તેથી બમણું તેની પાસેથી લીધું. ચેતસીંગને આ દશાએ પોહોંચેલો જોઇને અઝફઆદ દઉલા ઘભરાઈ ગયા, તેથી તેની દાદી પાસેથી નાણું લેઇ તેણે અંગ્રેજને આપ્યું. આ કામને માટે કોર્ટ આફ ડાઇરેક્ટરોએ ગવરનર જનરલને ઠપકો આપ્યો જેથી તેણે પોતાની જગ્યાનું રાજીનામું આપી ૧૭૮૫ માં પોતાનો હોદ્દો છોડયો. પેહેલાંતો એને ઇંગ્લાંડ જતાં સારો આવકાર મળ્યો પણ પીટ, બર્ક, ફ્રાન્સીસ, ડંનડાસ અને એવાજ બીજા મહાન પુરૂષોની ટોળી એની સામે ઉભી થઇ. આ વખતે એનાપર મુકાએલા આગલા વાંકોને માટે એની તપાસ થઇ. આ તપાસ દશવર્ષ સુધી ચાલ્યા પછી ૧૮૯૫ માં એ બીન ગુનેગાર ઠર્યો. એની તપાસની વેળાએ કોર્ટમાં બેસવાને સારૂ ટીકીટો કાઢવામાં આવી હતી અને દર વેળાએ એટલીતો ઠઠ મળતી હતીકે લોકોને ઉભા રહેવાને પણ જગા મળતી ન હોતી. પોતાની તપાસના ખરચથી એની સ્થિતિ એવી તો ખરાબ હાલતમાં આવી ગઇ કે પોતાનું ગુજરાન ચલાવવાને

તેની પાસે પુરતું નાણું ન રહ્યું; તેથી કોર્ટ આવ ડાઈરેકટરોએ એની જીંદગી સુધી દરવર્ષે એને ૪૦૦૦ પૌંડ આપવા જણાવ્યા. એ પોતાની ૮૬ વર્ષની ઉમ્મરે ઇ. સ. ૧૮૧૮ ની ૨ જી આગષ્ટે મરણ પાંમ્યો.

## લોર્ડ કોર્નવોલીસની રાજનીતિ.

વોરન હેસ્ટીંગ્સ પછી ૧૭૮૫ ના ફેબ્રુઆરી મહીનાથી વીસ માસ સુધી સર જૉન મેકફરશને ગવરનર જનરલ તરીકે કામ ચલાવ્યું. એની પછી લોર્ડ મેકાર્તનીને આ જગાને માટે પસંદ કરવામાં આવ્યો; પણ હિંદુસ્તાનના આગલા ગવરનર જનરલને જેટલી સત્તા હતી તેથી વધુ લેવાને એણે અરજ કરી, તેથી મી૦ ડનડાસ અને મી૦ પીટની આગેવાનીથી૧૭૮૬માં લોર્ડ કોર્નવોલીસને ગવરનર જનરલ ઠેરવ્યો. તેને શાંતીમાં રાજ ચલાવવાને સુચના મળી હતી; પણ જયારે તે કલકત્તે આવ્યો ત્યારે તો જુદુજ વાદળ ઘેરાયલું જણાયું. ટીપુ સુલતાન લડાઇની છુપી તૈયારી કરતો હતો, એવામાં જયારે ૧૭૮૮ માં ગંતુરના પ્રગણાને માટે લોર્ડ કોર્નવોલીસે ટીપુની સામે નીઝામને મદદ આપવા જણાવ્યું ત્યારે તેણે અંગ્રેજો તરફ ખુલ્લો કીનો દેખાડયો. ઇ. સ. ૧૭૮૪ માં માંગલોર આગળ થએલી સલાહની સરતો રદ કરી તે જાહેરમાં લડાઇની તૈયારી કરવા લાગ્યો. આ વખતે લોર્ડ કોર્નવોલીસ સાહેબ જાતે લશ્કરનો સરદાર થયો અને બેંગલોર, નંદીદૂર્ગ, સિરિંગાપટણ વગેરેના કિલ્લા લઈ, ટીપુને સલાહ કરવાની તેણે ફરજ પાડી ૧૭૯૨. આ કામને માટે જોકે ઇંગ્લાંડની સરકારથી એને ઠપકો મળ્યો તો

પણ પ્રજાની નજરમાં એની ચાલચલણ પસંદ પડી અને એને મારકવીસનો ખેતાબ આપવામાં આવ્યો. ટીપુ શાયની લડાઇમાં એને ભાગે ૫૦૦૦૦ પૌંડ આવ્યા હતા, તે એણે પોતાના લશ્કરના સિપાઇ વચ્ચે વહેંચી આપ્યા. એણે કંપનીના નોકરોનો પગાર વધારી આપ્યો. અને તેમને ખાનગી વેપાર કરતા અટકાવ્યા; ન્યાય ખાતામાં સુધારો કર્યો, અને દેશિઓને રાજની અંદરના મોટા ઓદ્દાઓમાંથી બાતલ કર્યા. એણે જમીનનું મેહેસુલ એકઠું કરવા માટે જમીનદારી, રૈયતવારી અને વિલેજ એવા ત્રણ રીત દાખલ કરી. આ ફેરફારો કરી કોર્નવોલીસ સાહેબ ૧૭૯૩ ના અક્ટોબર માસમાં હિંદુસ્તાન છોડી વિલાયત ગયો.

## સર જૉન શોરની રાજ્યનિતી.

લોર્ડ કોર્નવોલીસ પછી સર જૉન શોર નિમાયો. તેણે શાંતીથી રાજ ચલાવવાનું નક્કી કરી, દેશી રાજવાળાની ખટપટમાંથી મન કાઢી નાખ્યું. આનો લાભ લઇ મરેઠા લોકોએ નિઝામને કુર્ડલા આગળ હરાવ્યો. મરેઠાની ચઢાઇ વખતે અંગ્રેજોએ મદદ કરી નહીં તેથી નિઝામે સિકંદ્રાબાદમાંના અંગ્રેજી લશ્કરને ત્યાંથી હાંકી કાઢ્યું; મરેઠા સાથે ઘણી અપમાન ભરેલી સરતોપર સલાહ કરી; અને અંગ્રેજો સામે ફ્રેન્ચની મદદ માગી. ૧૭૯૫માં બંગાળામાં અંગ્રેજી લશ્કરે પગાર વધારવા અરજ કરી અને બળવો કર્યો, ત્યારે ગવરનર જનરલ સર જૉન શોરે તેમની અરજ કબુલ રાખી બળવો સમાવ્યો. વળી આ વખતે અયોધ્યામાં ગડબડ ઊઠી હતી. ૧૭૯૭માં અયોધ્યાનો નવાબ અઝફઅદ દઉલા મરણ પામ્યો ને તેનો છોક-

રો વજીરઅલી ગાદીએ આવ્યો. પણ ગવરનર જનરલે તેનો હક વાજબી નહીં ગણી તેને બદલે આગલા નવાબના ભાઈ શાદતઅલીને ગાદી આપવાનો ઠરાવ કર્યો. આથી ત્યાં બળવો ઊઠ્યો, અને વજીરઅલીએ બનારસના રેસીડેન્ટ મી૦ ચેરીને ૧૭૯૮ માં મારી નાંખ્યો. આ ઊપરથી કોર્ટ ઑફ ડાઇરેક્ટરોએ સર જૉન શોરને બોલાવી લોર્ડ કોર્ન વોલીસને એકવાર પાછો મોકલવાને ઠરાવ્યું, પણ તેણે નાપાડવાથી લોર્ડ મોર્નિંગટન ગવરનર જનરલ નિમાયો.

## લોર્ડ મોર્નિંગટનની રાજ્યનિતી.

લોર્ડ મોરર્નિંગટન જ્યારે ગવરનર જનરલ ઠરયો, ત્યારે દેશિ રાજવાળા તરફથી ઘભરાટના ચિન્હો જણાયાથી તેણે પેહેલાં તો નિઝામ સાથે કોલકરાર કરી એકવાર ફ્રેન્ચોને તેના દરબારમાંથી હાંકી કઢાવ્યા; ને તેમની મનવારોપર હુમલો કરી કેટલાક સરદારોને કેદ કરી લીધા ને સીકંદ્રાબાદમાં અંગ્રેજી લશ્કર પાકું રાખ્યું. આ લશ્કના ખરચના બદલામાં નિઝામે બેલેરી અને કડાપાનાં પ્રગણાં અંગ્રેજ સરકારના સ્વાધીન કરી આપ્યાં. પણ આથી મોટું કામ વેલેસલી સાહેબને ટીપુ સાથે લઢવાનું હતું, કેમકે તેણે લઢાઇની તૈયારી સજવા માંડી હતી. તેણે ફ્રાન્સના પ્રખ્યાત નાપોલીઅન સાથે કાગળ પત્રનો વેહેવાર ચાલુ રાખ્યો હતો, અને ફ્રેન્ચ એલચીઓ એની દરબારમાં આવ જાવ કર્યા કરતા હતા. આથી મોર્નિંગટન સાહેબને તાકીદે ફોજનો જમાવ કરવો પડ્યો અને જનરલ હેરીસને અંગ્રેજી લશ્કરનો ઊપરી ઠરાવ્યો. ૧૭૯૯માં સિરિંગાપટણની છેલ્લી

લડાઈમાં ટીપુ માર્યો ગયો. ત્યાર પછી કેપ કન્યાકુમારીથી ક્રિષ્ણા નદી સુધીનો સઘળો ભાગ અંગ્રેજ સરકારને તાબે થયો. ગવરનર જનરલ લોર્ડ વેલેસ્લીએ તુલજાજીના દત્તક સરફોજીને તાંજોરની ગાદીએ બેસાડયો. પણ તે રાજ ચલાવવાને અશક્ત માલમ પડયો તેથી તેને તેના મેહસુલનો એક પંચમાંશ ભાગ આપવા કહી તેનું રાજ્ય અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યું. એજ પ્રમાણે કર્નાટકના નવાબ અમદતઅલ ઉમરાવે ટીપુ સાથે વેહેવાર જારી રાખ્યાને બદલે નેલોર, ઉત્તર અને દક્ષીણ આર્કાટ, ત્રીચીનોપોલી અને તેનેવેલીના પ્રાંતો અંગ્રેજ સરકારને તાબે કરી આપ્યાં ૧૮૦૧. એના વખતમાં સિંધીઆ અને હોલકરને પેશવાના રાજમાંથી હાંકી કાઢી પેશવાને પાછો ગાદીએ બેસાડવામાં આવ્યો હતો. ૧૮૦૫ માં જ્યારે એ હિંદુસ્તાન છોડી ગયો ત્યારે એને અંગ્રેજ સરકાર અને ઇસ્ટ ઇડીઆ કંપની તરફથી ભારે માન સાથે ઇંગલાંડમાં દાખલ કર્યો. એની પછી લોર્ડ કોર્નવાલીસને એકવાર ફરીથી ગવરનર જનરલ કેરવી હિંદુસ્તાન ભણી રવાને કરવામાં આવ્યો. એની રાજયનીતિ વેલેસલીથી ઉલટી હતી. સિંધીઆ અને હોલકર સાથે જેમ બને તેમ સલાહ કરી લઢાઇનો અંત લાવવાનો એનો વિચાર હતો, પણ હિંદુસ્તાન તરફ આવતાં બનારસની નજદીક ગાજીપુર આગળ એ મરણ પામ્યો ૧૮૦૫. એની પછી સર જોર્જ બાર્લો ગવરનર જનરલ નિમાયો ૧૮૦૫.

## સર જૉર્જ બાર્લોની રાજયનીતિ.

સર જૉર્જ બાર્લો ૧૮૦૫માં ગવરનર જનરલ થયા. તેના

વિચારો કોર્નવોલીસ જેવા હતા, તેથી સિંધીઆ જોડે સલાહ કરી અને હોલ્કર સાથે સલાહ કરવાને લોર્ડ લેકને મોકલ્યો. એની રાજ્યનીતિ પોતાના રાજ્યમાં શાંતિ જાળવવાની હતી તેથી, બુનદી અને જયપુરના મળતીઆ રાજાઓ જેઓએ સંકટની વેળાએ અંગ્રેજ સરકારને સહાય કરેલી, તેમની ઉપર જ્યારે સિંધિઆ ને હોલ્કર તરફથી ઉપદ્રવ થવા માંડયો ત્યારે મદદ નહીં કરતા જોયા કર્યું. આ તેની વર્ત્તણુકને માટે લોર્ડ લેકે તેને ઘણો સમજાવ્યો પણ તેના મનપર કાંઇ અસર થઇ નહીં. આથી પરદેમાં ભારે જોસથી લડાઇનો આતશ સળગી ઊઠયો. વળી બાર્લોએ એવો હુકમ કર્યો કે લશ્કરી લોકે કપાળે ટીલું કરવું નહી, બધાએ દાઢી મુછ રાખવી, તથા પાઘડીનો ઘાટ એક સરખો રાખવો; તેથી ઇ. સ. ૧૮૦૬ ની ૧૦ મી જુલાઇએ વેલોરમાં બળવો ઊઠયો. આ વખતે ટીપુના બે છોકરાઓ જેઓ વેલોરમાં નજર કેદ હતા, તેઓની ઊશ્કેરણીથી પલટણમાં કેટલાક મહીસૂરના મુસલમાન હતા તેમને શૂર ચઢયું; અને સીકંદ્રાબાદ, વલાજાબાદ, અને નુન્દીદુર્ગમાં પણ બળવો થયો; આ બંડને નરમ પાડી ટીપુના છોકરાને કલકત્તે મોકલ્યા; અને બીજાઓને વત્તી ઓછી શિક્ષા કરી; અને પહેરવેશ બાબતનો ધારો કાઢી નાંખ્યો. એવામાં લોર્ડ ગ્રાનવિલિની પ્રધાન તોળીએ ૧૮૦૭ માં લોર્ડ મિન્ટોને ગવરનર જનરલ ઠેરવ્યો અને બાર્લોને મદ્રાસનો ગવરનર કીધો. અહીઆં પણ ટેન્ટ કોનટ્રેકટનો ધારો કાઢી નાંખવાથી તે ઘણો અળખામણો થઇ પડયો; અને બંડો ઉઠયાં પણ ભારે હરકત ન થતાં સમી ગયાં.

# લોર્ડ મિન્ટોની રાજયનીતિ.

લોર્ડ મિન્ટો ૧૮૦૭ માં ગવરનર જનરલ ઠર્યો. એનો વિચાર બાર્લોની માફક શાંતી જાળવી રાખવાનો હતો, પણ થોડીવારમાં પોતાના વિચારો બદલી પેશવાને મદદ કરી અને નિઝામના રાજમાં પોતાનો મનગમતો પ્રધાન રાખ્યો. વળી રૂશિયન લોક હિંદુસ્તાનપર ચઢી આવેછે એવી ધાસ્તી લાગવાથી એણે લાહોર, અફગાનીસ્તાન તથા ઇરાનની દરબારમા એલચી મોકલ્યા અને અંગ્રેજ સરકારની વિરૂધ્ધ રાજવાળાઓને પોતાના દેશમાંથી રસ્તો નહીં આપવાને જણાવ્યું. ૧૮૦૮માં મી૦ મેતકાલફી જે પછવાડેથી લોર્ડ મેતકાલફી થયો હતો તેને લાહોરના રાજા રણજીતસીંગ તરફ મોકલ્યો અને અંગ્રેજી રાજ સાથે મિત્રાચારી રાખવાને તેને જણાવ્યું. ૧૮૦૯માં મોન્ટસ્ટુઅર્ટ એલફીન્સ્ટનને કાબુલ અને સિંધ તરફ મોકલ્યો. કાબુલમાં શાહસુજા સાથે તેણે સલાહ કરી અને હિંદુસ્તાનમાં સુલેહ જાળવી રાખવાને તેની પાસે કબુલ કરાવ્યું. સિંધના અમીરો ફ્રેન્ચોને પોતાની દરબારમાંથી હાંકી કાઢવાને કબુલ થયા. સર જાન માલકમને ઇરાન રવાને કરવામાં આવ્યો. ત્યાના શાહે અંગ્રેજી રાજ તરફ દુશ્મનાઇ ધરાવનાર રાજવાળાઓને પોતાના દેશમાંથી રસ્તો નહીં આપવાને કબુલ રાખ્યું. એના વખતમાં જાવા, બુર્બોન, અને આઇલ આવ ફ્રાન્સ વિગેરે બેટ લઇ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખવામાં આવ્યા હતા. એ ૧૮૧૩ માં વિલાયત ગયો, તે વખતે હિંદુસ્તાનમાં શાંતી રહી હતી પણ તે ઝાઝા દહાડા ટકી નહીં.

# લોર્ડ મોઈરાની રાજ્યનીતિ.

લોર્ડ મિન્ટો પછી લોર્ડ મોઈરા ગવરનર જનરલ ઠર્યા ૧૮૧૩. એને મારક્વિસ આવ હેસ્ટીંગ્સ પણ કહેતા. એની રાજ્યનીતિ વેલેસલીના જેવી હતી. એને આવતાં વાર નેપાળના વગડાઉ લોકો જોડે લઢાઇ કરવાની તૈયારી કરવી પડી. એણે ચાર તરફથી ફોજ રવાને કરી, તેમાં પહાડોની ખોમાં સાંકડા રસ્તા અને દેશની ખીન માહીતીને લીધે બહુ હેરાનગતી પોહોંચી. એના વખતમાં સિંધિઆ અને હોલકરની સત્તાનો છેડો આવ્યો. લાંબા વખત સુધી અંગ્રેજો સામે બાથ ભીડયા પછી તેમને અંગ્રેજી રાજની તાબેદારી કબુલ રાખવી પડી. પુનાના છેલ્લા પેશવા બીજા બાજીરાવને તથા નાગપુરના રાજા આપા સાહેબને કેટલોક વખત સુધી અંગ્રેજો સામે પ્રપંચ રમ્યા પછી, આખરે શરણ થવાની જરૂર પડી. પિંઢારા તથા બીજા લૂટારા જે પેહેલાં પરહદમાં લૂટ ચલાવતા હતા તેઓએ હવે અંગ્રેજી રાજમાં પગ ઘાલ્યો. ફલાણા રાજમાં લક્ષ્મીનો ઠીક ભક્ષ મળશે એવું નક્કી કરી તે રાજપર તેઓ તુટી પડતા; અને તે પાયમાલ કરી ત્યાંથી બીજી તરફ રસ્તો લેતા. તેઓ પોશાગ હથીઆર અને ઘોડાનો સામન હલકો રાખતા હતા. તેમના ઘોડા કસેલા ને એક દિવસમાં પચાસ સાઠ કોશની મજલ કરે એવા મજબુત હતા. તેમનો બંદોબસ્ત તાકીદે કરવો અને લૂટ ચલાવતા અટકાવવા એવું આ વખને ગવરનર જનરલના મનમાં ભાંસ્યું. ૧૮૧૭ માં ચોતરફથી લસ્કરને ભેગુ કરી તેમના રસ્તા રોકયા અને જયાં જયાં તેઓ મળતા ગયા ત્યાં ત્યાં તેમને મારી હઠાવ્યા. આ વખતે

લશ્કરની સરદારી સર ટોમસ હીસલોપને મળી હતી. એ ૧૮૨૩ માં હિંદુસ્તાન છોડી ઇંગ્લાંડ ગયો. એના વખતમાં કંપનીના મહેસુલમાં દર વર્ષે ૬૦૦૦૦૦૦ પૌંડનો વધારો થયો. એને કંપની તરફથી ૬૦૦૧૦ પૌંડ મિલ્કતની જાગીર બેટ મળી હતી, અને જ્યારે ૧૮૨૭માં તેની જીંદગીનો છેડો આવ્યો ત્યારે બીજા ૨૦૦૦૦પૌંડ એના છોકરાના લાભ માટે કંપની તરફથી મળ્યા હતાં

## લોર્ડ આમ્હર્સ્ટની રાજ્ય નીતિ

લોર્ડ હેસ્ટિંગ્સ પછી લોર્ડ આમ્હર્સ્ટ ગવરનર જનરલ ઠર્યો. આ વખતે ગવરનર જનરલ તરીકે મી૦ કેનીંગને પસંદ કરવામાં આવ્યો હતો, પણ તેણે ના પાડવાથી આમ્હર્સ્ટને ચુટી કાઢયો ઇ૦સ ૧૮૨૩. પણ લાર્ડ આમ્હર્સ્ટ કલકત્તે આવી પોહોંચ્યો તેની આગમજ મી. એદમ થોડા માસસુધી કામ ચલાઉ ગવરનેર જનરલ નિમાયો હતો. લાર્ડ આમ્હર્સ્ટને આવ્યાને થોડી મુદત વીતી નહી એટલાંમાં બરમી લોક જોડે લડાઇ સળગી ઉઠી. આ લોકે કંપનીના પ્રાંતમાં ઉપદ્રવ કરવો શરૂ કર્યો હતો અને જ્યારે સાગમેદે પતાવવાનું સલાહ કહેણ મોકલ્યું, ત્યારે તેમના રાજાએ તેનો અનાદર કર્યો. આ ઉપરથી ગવરનર જનરલે સર આર્ચિબાલ્ડ કામ્બેલને લશ્કરની સરદારી આપી તેની સામે મોકલ્યો. તેણે બરમી લોકનાં કેટલાંક શેહેર લઇ લીધાં અને જ્યારે તે રાજાનો મુખ્ય સરદાર માહાબંદુલા લડાઇમાં અંગ્રેજ લોકને હાથે માર્યો ગયો, ત્યારે તેને સલાહ કરવી પડી. બરમી લોક જોડે લડાઇ ચાલતી હતી એટલામાં ભરતપુરનો રાજા ૧૮૨૫ માં મુઓ, તેથી રેસીડેન્ટ સાહેબ સર દેવિદ ઓકટર-

લોનીએ તેના છોકરાને ગાદીએ બેસાડયો, એટલે તેના કાકા દુર્જનસાલે બંડ કરી ભરતપુર કબજે કરી બાલ રાજાને કેદ કીધો. ગવરનર જનરલે પેહેલાં તો આ ખટપટમાં હાથ ઘાલવાને ના પાડયું, પણ સર મેતકાલફ જે સર દેવિદ ઓકટરલોનીની જગા એ રેસીડેન્ટ ઠર્યો હતો તેના સમજાવ્યાથી ગવરનર જનરલ લોર્ડ આમ્હર્સ્ટે તેનો બંદોબસ્ત કરવા સેનાપતિ લોર્ડ કોમ્બર મીઅરને લશ્કર આપી મોકલ્યો. આ કિલ્લો હિંદુસ્તાનમાં અજીત્ય ગણતો હતો તે તેણે સુરંગો ફોડી લીધો એટલે બીજા શત્રુઓ ટાઢા થઇ ગયા ને આખા હિંદુસ્તાનમાં એક વાર ફરીથી શાંતી થઇ. ૧૮૨૬મા બારકપુરમાં ૪૭મી દેશિ પલટણે બંડ મચાવ્યું, પણ તે લશ્કરના સરદાર સર ઇ પેગેતે બેસાડી નાંખ્યું, અને કેટલાક મુખ્ય સરદારોને પકડી ફાંસી દીધા. લોડ આમ્હર્સ્ટ ૧૮૨૮ના માર્ચ મહીનામાં હિંદુસ્તાન છોડી ઇંગ્લાંડ ગયો. તેની બદલીએ બીજો કારભારી આવી પોહોંચ્યો ત્યાં સુધી મી૰ બતરવર્થ બેલીએ તેનું કામ ચલાવ્યું હતું.

## લોર્ડ વિલીયમ બેંટીકની રાજ્યનીતિ.

લોર્ડ આમ્હર્સ્ટ પછી લોડ વિલીયમ બેંટિંક ૧૮૨૮ માં ગવરનર જનરલ ઠર્યો. તેના વખતમાં ઘણું કરી શાંતી રહી. એ અગાઉ મદ્રાસનો ગવરનર થઇ ગયો હતો અને તેને ૧૮૦૬માં એકદમ પાછો બોલાવી લીધો હતો. એ ઘણો ઉદાર, પ્રમાણીક, દ્રઢ વિચારનો અને લોકોનું ભલું કરવામાં ખંતી હતો. તેણે ૧૮૩૪માં કુર્ગનો રાજા બરાબર રાજ નહીં ચલાવ

તો હતો, માટે તે રાજ કંપનીના રાજ સાથે જોડી નાંખ્યું. ઇંગ્લાંડની સરકાના હુકમથી તેણે લશ્કરી સિપાઇના દરમાં ઘટાડો કીધો ૧૮૨૯માં એવો ઠરાવ કીધો કે જ્યારે લશ્કરી સીપાઇઓ કંપનીના રાજના સિમાડાથી દુર કુચકરી જાય ત્યારેજ તેમને બેવડું ભાથું આપવું. આથી લશ્કરી ખાતામાં ઘણી બેદીલી ઉત્પન થઇ, અને સેનાપતિ લોર્ડ કોમ્બર મીઅર પોતાની ચાકરી છોડી વિલાયત ચાલતો થયો. વળી એણે કેટલાક "સદર અમીનો" નિમ્યા, જેઓને ૫૦૦૦ રૂપીઆ સુધોના મુકદમાના ચુકાદા કરવાની તથા નીચલી અદાલતોના ચુકાદા સામે અરજી સાંભળવાની સત્તા આપી; અને અલાહાબાદમાં અરજ કરવાની એક અદાલત સ્થાપી. હિંદુઓમાં ધણીના મુવા પછી તેની બાયડી સતી થતી હતી એવો ચાલ હતો તે બંધ કરી, એવું કામ કરે તેને શીક્ષા ઠેરવી. બંગાળા, ઓરીસા, અને બાહારના પ્રાંતો મળી દર વર્ષે ૬૦૦૦ બાયડી સતી થતી હતી. લોર્ડ કોર્નવોલીસના વખતથી રાજનો અંદરના મોટા હોદ્દામાંથી દેશિઓને બાતલ કરવામાં આવ્યા હતા. આ ચાલ કાઢી નાંખી એણે ૧૮૩૧માં નવા કાયદા રચ્યા તેમને તેવા ઓદ્ધાને માટે લાયક ઠેરવ્યા. લૂટારાની ટોળી જે ઠગના નામથી ઓળખાતી હતી તે વિખેરી નાખવામાં અને તેમના દુષ્ટ ધંધાનો અટકાવ કરવામાં આ ગવરનર જનરલે ઘટીત ઉપાયો લીધા. આ ઠગ લોકો દિલ્હીની નજદીક રહેતા હતા, તેઓ ટોળે ટોળાં સાથે મળી મુસાફરી કરતા હતા, અને રસ્તામાં લોકોને લૂટી લેતા, અને તેમને મારી નાંખતા. ૧૮૨૯માં મેજર સ્લીમેન જે પછવાડેથી સર વિલિયમ સ્લીમેન થયો હતો તે આ લોકોના દુષ્ટ ધંધાનો નાશ કરવામાં અને

તેમને વીજરી નાંખવામાં ફતેહ પામ્યો. એણે દેશિઓમાં અંગ્રેજી વિદ્યા ફેલાવવામાં ઘણી મેહેનત લીધી હતી. એના વખતમાં હિંદુસ્તાન તથા વિલાયત વચ્ચે પેહેલ વેહેલાં વરાળ પત્ર ચાલુ થયાં. સિંધુ નદીને માર્ગે કંપનીના વહાણોપર જગાત લીધા વગર એણે જવા દીધાં. એણે સિંધના અમીરોપર અને ભાવલપુર તથા લાહોરના રાજા રણજીતસીંગપર પોતાની તરફથી એલચી મોકલ્યા. એણે ૧૮૩૩માં કંપનીના અધિકારમાં મોટો ફેરફાર કીધો. કંપની રાજ કરતી હતી તેની સાથે વેપાર કરવાનો હક પણ તેનેજ હતો; તે હક હવે રદ કરી સૌને હિંદુસ્તાન તથા ચીન વચ્ચે વેપાર કરવાનો હક આપ્યો. આથી ચીન સાથે આગળ જેટલો વેપાર ચાલતો હતો તેથી વધી દશ વર્ષમાં બેવડો થઇ ગયો. આ પ્રમાણે શાંતીમા રાજ ચલાવી તે ૧૮૩૫ના મે માસમાં વિલાયત ગયો. એના ગયા પછી આશરે સવા વર્ષ સુધી સર ચાર્લ્સ મેતકાલ્ફે ગવનર જનરલનું કામ ચલાવ્યું. એણે વર્તમાન પત્રો તથા પુસ્તકો છાપવામાં કાંઇ પ્રતીબંધ રાખવો નહીં એવો ધારો કાઢયો, અને વેપારી લોકો પાસેથી ઠેકાણે ઠેકાણે સરકાર દાણ લેતી તે એણે બંધ કરી.

## લોર્ડ ઓકલાંડની રાજયનીતિ

સર ચાર્લ્સ મેતકાલ્ફ પછી ૧૮૩૬માં લોર્ડ ઓકલાંડ ગવરનર જનરલ ઠર્યો. એના રાજની શરૂઆતમાં પેહેલાં થોડા વખત સુધી શાંતી ચાલી, પણ ૧૮૩૯માં તે ભંગ થવાનાં ભયંકાર ચિન્હ દિસવા લાગ્યાં. રૂશીઅન રાજવાળાના વકીલો હિંદુસ્તાન તથા ઇરાનના રાજને માંહોમાંહે લઢાવી, ઘણા હિ-

વસથી હિંદુસ્તાન ઉપર તલપ મારવાની ઈચ્છા સફળ કરવા મં-
ડેલા જણાયા. અફગાનીસ્તાનના રાજમાં આ સમયમાં ટંટા ફે-
ઠા હતા, અને તેના રાજા શાહસુજાને ગાદીપરથી ઉઠાડી મૂકી તે-
નો ભાઈ મહમદ ગાદીએ આવ્યો હતો. આ મહમદ પણ થોડા
વખતમાં માર્યો ગયો; તેથી દોસ્ત મહમદે રાજનો કબજો પોતાના
હાથમાં કરી લીધો. આ પ્રમાણે જયારે તે રાજનો ચુથારો થયો
અને ઠેકાણે ઠેકાણે બખેડા ઉઠયા ત્યારે રૂશિઅનો તેમની મત-
લબ હાંસલ કરવાસારૂ દરેક યુકિત કામે લગાડતા જણાયા. આ
ઉપરથી ગવનર જનરલ લૉર્ડ ઑકલાંડે પેહેલાં લાહોરના રાજા
રણજીતસીંગને પોતાની પક્ષમાં લઈ સર જૉનકીનની સરદારી તળે
એક મોટું લશ્કર અફગાનીસ્તાન ભણી મોકલ્યું; પણ આ લઢા-
ઈથી વધારે લાભ હાંસલ થવાનાં ચિન્હો નહીં દેખાયાં તેથી
જયારે ૧૮૪૨ માં શાહસુજા અફગાનોથી માર્યો ગયો, ત્યારે
એની પછી ઠરેલા ગવરનર જનરલે અંગ્રેજી લશ્કરને હિંદુસ્તાન
ભણી પાછા આવવાને હુકમ કર્યો. વળી ૧૮૪૦માં ચીન સા
થની મેહેલી લઢાઈ સળગી ઉઠી. ચીનના શેહેનશાહે અફીણ ખા
વાની ટેવનો અટકાવ કરવા સારૂ એ જાતની જણસપર એક
ભારે કર લેવો શરૂ કર્યો, તથા અફીણનો ધંધો પોતાના દેશ
માંથી તદન કાઢી નાંખવાના હેતુથી તેણે અંગ્રેજ સરકારની રઈ
યત તથા તેમનાં વહાણોપર જાસતી ચલાવી. આ કારણ
થી ગવરનર જનરલે સર હ્યુ ગોગને લશ્કર આપી રવાને કર્યો.
આ સરદારે ચીનાઓ ઉપર ઉપરા સાપરી ફતેહ મેળવી, તેથી
ચીનના શેહેનશાહને નાનકીન આગળ સુલાહ કરવાની ફરજ પ
ડી. આ સુલાહની રૂએ હોંગકોંગ અંગ્રેજોને સ્વાધીન થયું અ

ને એમાય, ફુરચું, નીંગપો અને શાંગાઇ શાયે અંગ્રેજોને વે પાર ચલાવવા દેવાને પરવાનગી મળીઆ પછી ૧૮૪૨માં લાર્ડ ઓકલાંડ હિંદુસ્તાન છોડી ઇગ્લાંડ ગયો. અને એની જગાએ લાર્ડ એલેન્બરો ગવરનર જનરલ કર્યો.

## લોર્ડ એલેન્બરોની રાજ્યનીતિ.

લાર્ડ ઓકલાંડની જગાએ ૧૮૩૨ માં લાર્ડ એલેન્બરો ગવરનર જનરલ ઠર્યો. એ બોર્ડ ઓફ કનટરોલ નામની સભાનો ચાર વર્ષ સુધી પ્રમુખ હતો. એની નેમણુંક વખતે અફગાનીસ્તાન સાથની ભયંકર લડાઇનો છેડો આવ્યો નહોતો, માટે એને પણ પેહેલાં પોતાનો કેટલોક વખત એ લડાઇનો જોઇતી ગોઠવણ કરવામાં રોકવો પડ્યો. અફગાનોએ અંગ્રેજો સાથે દગો રમી કેટલાકોને કેદ કર્યા હતા. તેનું વેર લેવું તથા કેદીઓને છોડવવા એવું નક્કી કરી એણે લશ્કરો રવાને કર્યાં. સર રોબર્ટ સેલ અને જનરલ પોલોક તીબીન પાસ આગળ અને જનરલ નોટે નોબી અને નાઇડન આગળ અફગાનોપર ફતેહ મેળવી, એટલામાં અંગ્રેજ કેદીઓએ અલી મહમદ નામના સરદારને લાંચ આપી છુટકો મેળવ્યો; અને ખુશીના પોકારો સાથે સેલના લશ્કરને જઇ મળ્યા. હવે જ્યારે અંગ્રેજોએ ગએલો યશ પાછો મેળવ્યો; બંધવાઓને છોડવવાના હતા તે છુટા થયા; અને શાહસુજા જેને ગાદી અપાવવા માટે લડાઇ સળગી હતી તે જ્યારે અફગાનોથી મરાયો ત્યારે હવે અફગાનીસ્તાન જોડે વધું સંબંધ રાખવાને કાંઇ જરૂર ન રહી એવું ધારી અંગ્રે

જની ફોજ હિંદુસ્તાનમાં પાછી આવી. આ લડાઇનો અંત આ
વવાને ઓઝોવાર લાગી નહી એટલામાં સિંધ સાથે લડાઇ સળ
ગી. આ પ્રાંત જોડે લાર્ડ મીન્ટોના વખતમાં ૧૮૦૯ માં સલા
હ થઇ હતી; અને ૧૮૨૦ માં ફરીથી નવા કોલકરારો કરવામાં
આવ્યા હતા; તથા ૧૮૩૨ના વર્ષથી અંગ્રેજોએ સિંધુ નદીને
માર્ગે વેપાર ચલાવવાનો હક મેળવ્યો હતો; અને પોતાના તરફનો
એક વકીલ ૧૮૩૮થી હૈદ્રાબાદમાં રાખ્યો હતો. આવી રીતનો
બંદોબસ્ત છતાં જ્યારે અફગાનીસ્તાનની લડાઇ માટે મુંબઇ-
નું લશ્કર જતું હતું ત્યારે તેને સિંધના અમીરોથી હરકત
થઇ હતી, તથા તેમની જોડે કાગળ પત્રનો વેહેવાર રાખ્યો
હતો. એવા એવા કારણોથી તેમની વચ્ચે દ્વેષનો વધારો થયો.
આ ઉપરથી ગવરનર જનરલે લશ્કર મોકલી તેમનું જોર નરમ
પાડી સિંધ અંગ્રેજી રાજ સાથે જોડી નાખ્યું અને તેનો પે-
હેલો કમીશનર સર ચાર્લ્સ નેપીયર કર્યો હતો ઈ. સ. ૧૮૪૩.
વળી આ અરસામાં ગ્વાલીયરની રાજયનીતિમાં એટલોતો
ગોળો પેદા હતો કે સુલેહનો ભંગ થવાનાં ચિન્હ દિસવા માંડયાં.
આ ઉપરથી ગવરનર જનરલે આગમજથી ઉપાયો સાધ્યા. સર
હ્યુ ગોગની સરદારી તળે લશ્કર મોકલ્યું. જ્યારે લડાઇનું વજીત્ર
વાગી નિકળ્યું ત્યારે સર હ્યું ગોગે દુશ્મનોનો પરાજય કરી તેમને
સલાહ કરવાની ફરજ પાડી. આ પ્રમાણે શાંતી કરી લાર્ડ એલ
ન્બરો કલકત્તે પાછા ફર્યા. સિંધ તથા ગ્વાલીઅર સાથે ગવરન
ર જનરલે ઉપર પ્રમાણે વર્તણુક ચલાવી તે કોર્ટ આવ ડાઇરે
કટરને પસંદ પડી નહીં માટે તેને પાછો બોલાવી લઇ તેની
જગાએ સર હેનરી હાર્ડિંજને મોકલ્યો ૧૮૪૪.

# સર હેનરી હાર્ડિંજની રાજ્યનિતી.

લોર્ડ એલેન્બરો પછી સર હેનરી હાર્ડિંજ ગવરનર જનરલ ઠર્યો ૧૮૪૪. એ એક સૂરો લડાયક તેમજ ડાહાપણ વાળો ને ઊદાર રાજ્યકારી માણસ હતો. ડયુક આવ વેલીંગટનનો એ મિત્ર હતો અને તેના હાથ તળે રહી ફ્રાન્સની સામે સ્પેનની લડાઇમાં તેમજ વૉટરલુ આગળ લઢયો હતો. જેમ એની લડાઇ સબંધી ગોઠવણો પ્રતેવાન હતી તેમ એના દેશ સુધારાનાં કાંમો કાંઇ ઓછાં કિર્તિવાન ન હોતાં. એના વખતમાં નવાજ વેરીઓએ અંગ્રેજના મુલકપર ચઢાઇ કરવા માંડી. આ વેરી શીખ લોકો હતા. આ લોકો સામે એને સર હ્યુ ગોગને મોકલ્યો અને પોતે પણ ગોગના હાથ તળે એક લશ્કરની સરદારી લઇ શીખ સામે લઢયો. મુદકી, ફીરોજશાહ અલીવલ અને સોબ્રેઓન આગળ શીખ લોકોની હાર થવાથી મહારાજા પોતે શરણ થયો. આટલું થયું તો છતાં શીખ લોકોનો મદ ઉતર્યો ન હોતો. તેથી લોર્ડ દેલૌજીના વખતમાં બીજી લઢાઇ કરવાની અંગ્રેજને જરૂર પડી. હવે પછીના લોર્ડ હાર્ડિંજના કારભારના વર્ષ શાંતીમાં ગયાં હતાં. એણે હવે દેશનો સુધારો કરવામાં અને પોતાની રઇયતનું ભલું કરવામાં મન ઘાલ્યું. સતી થવાના નિર્દય રીવાજનો એણે કેટલેક દરજ્જે અટકાવ કર્યો; વેપારને ઊતેજન આપ્યું; અને લુધ્યાના, અમબાલા સુરત વગેરે જતા માલપર જગાત કાઢી નાખી. એણે નેહેરો પુલો, રસ્તાઓ વગેરે બાંધવાનું કામ શિખવા સારૂ એક મદ્રેસા સ્થાપી. એ ૧૮૪૮ ની શરૂઆતમાં હિંદુસ્તાન છોડી ઇંગ્લંડ ગયો.

# લોર્ડ ડેલ્હૌજીની રાજયનીતિ.

લોર્ડ હાર્ડિંજ પછી ૧૮૪૮માં લોર્ડ ડેલ્હૌજી ગવનર જનરલ ઠર્યો. તેના મનમાં શાંતીથી રાજ કરવાનું હતું, પણ તેના આવ્યાને ઝાઝા દિવસ વિત્યા નહી એટલામાં પંજાબમાં પાછો લડાઇ સળગી ઊઠી. આણી તરફ વળી લાહોરના શીખ લોકો પણ અંગ્રેજો સામા પ્રપંચ રમતા હતા. પણ અંગ્રેજી લશ્કર સામે તેઓથી ટકી શકાયું નહી. શદુસમ રામનગર, ચીલીઆનવાલા અને ગુજરાતની લઢાઇમા તેઓએ હાર ખાધી, તેમના ઘણા માણસો માર્યા ગયા અને આખરે ૧૮૪૯ માં મુલતાન સર થયું. ૧૮૫૧ માં આખો પંજાબ પ્રાંત જીતી લઇ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યો. આ લઢાઇ ચાલતી હતી તેવામાં બ્રહ્મદેશમાં પાછી ગડબડ મચી રહી. એ લોકો સામે ડેલ્હૌજીએ કોમોદર લેમ્બર્ટને જળને માર્ગે અને જનરલ ગોડવીનને જમીનને માર્ગે મોકલ્યા. આ સરદારોની ફતેહથી દંગ થઇ જઇ આવાના રાજાએ સલાહનું કહેણ મોકલ્યું; અને ૧૮૫૨ માં રંગુન તથા બીજા જીતીલીધેલા પ્રાંતો અંગ્રેજી રાજ સાથે જોડી નાંખી સલાહ થઈ. નીઝામના બચાવમાટે રાખેલા લશ્કરનો પગાર તેનાથી નહીં આપી શકાયાથી ચઢેલા નાણાને પેટે હૈદ્રાબાદની ઉત્તર તથા પશ્ચિમનાં મળી ચાર પ્રગણાં ૧૮૫૨ માં ડેલ્હૌજી એ લઇ લીધાં. ૧૮૫૩માં નાગપુરનો રાજા નસંતાન મુઓ, તેથી તેપ્રાંત અંગ્રેજી રાજમાં ભેળી દીધો. અયોધ્યાના રાજ જોડે ૧૮૦૧ માં સંધી થઇ હતી તે વખત પછી તેના રાજમાં અંધેર ચાલતું હતું. તેઓમા હિંદુ અને મુસલમાન વચે ધર્મ-

ની બાબતમાં ઝગડો ઉઠયો. આ કારણોથી ડિરેક્ટરોના હુકમથી લોર્ડ ડેલ્હૌજીએ ૧૮૫૬ માં એ રાજ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યું, અને તેના નવાબ વજીદઅલીને ૧૨૦૦૦૦ પૌંડનું વર્ષાશન આપવાનું કબુલ કર્યું, અને સર જેમ્સ ઔટરામ ત્યાંનો પેહેલો કમીશનર ઠર્યો હતો. ૧૮૪૯માં એને એક ધારો કાઢી વટલી ગએલાને શિક્ષા કરવાની મના કરી. ૧૮૫૩ માં મુંબઇમાં લોઢાની સડક બાંધવાનુ અને વિજળીના સાંચાનું કામ શરૂ થયું હતું. લોઢાની સડકના કામનો આરંભ મી. રોલીન સ્તીવનસન નામના પુરૂષથી કરવામાં આવ્યો હતો. લોર્ડ ડેલ્હૌજી કંપનીના વખતનો છેલ્લો ગવરનર જનરલ થઇ ગયો. એના વખતમાં રૈયતની સંસારીક સ્થીતિ સારી ચાલતી હતી; કેળવણીનો પ્રસાર થવા માંડયો હતો. તેમજ ખેતી ને વેપારને પુષ્ટી મળે એવા ઉપાયો લેવામાં આવ્યા હતા અને તાર તથા રેલવેનો હિંદુસ્તાનમાં પ્રવેશ થયો હતો. સન ૧૮૪૬મા એ બદલાયો અને એની જગાએ લોર્ડ કેનીંગ ગવરનર જનરલ નિમાયો. એને પારલામેન્ટ તરફથી ૫૦૦૦ પૌંડનું વર્ષાશન આપવામાં આવ્યું.

## લોર્ડ કેનીંગની રાજ્યનીતિ

લોર્ડ ડેલ્હૌજી પછી લોર્ડ કેનીંગ ૧૮૫૬ માં ગવરનર જનરલ નમાયો. એ ઘણો ભણેલ હતો તે સાથે સબુરીવાળો અને દ્રઢવિચારનો હતો. ૧૮૫૬ના નવેમ્બર માસમા ઇરાનના શાહ સાથે લડાઇ સળગી ઊઠી. લોર્ડ કેનીંગે આ વખતે દોસ્ત મહમદ સાથે નવા કોલકરાર કરી ઇરાનની ચઢાઇમાં અંગ્રેજને મદદ આપવાને જણાવ્યું. સર જેમ્સ ઔટરામના હાથ તળે ઇરાનીઓએ બુશાયર

અને ક્રુશબની લઢાઈમાં એવીતો સખત હાર ખાધી કે ૧૮૫૭ ના માર્ચ મહીનામાં ઇરાનના શાહે સલાહનું કેહેણ મોકલી હીરાત ને અફગાનીસ્તાન ઉપરના દાવા છોડી દીધા. આ લઢાઈ-નો અંત આવ્યો નહીં એટલામાં ચીન સાથની લડાઇના સમા-ચાર ફરી વળ્યા. ચીનની સરકારે અંગ્રેજોનું એક વહાણ પકડી લૂટી લીધું, અને કંતાનના હાકેમ યેએ અંગ્રેજને મારી તેનું માથું લાવી દેખાડે તો તેને ઇનામ આપવાનું જાહેર કર્યું. આ ઉપરથી લોર્ડ કેનીંગે અંગ્રેજી લશ્કર તે તરફ રવાને કર્યું. પેહેલાં આ લશ્કર કંતાન ઉપર ઘેરો નાખી શાંગાહી તરફ ગયું, અને પેકીન તરફ જતું હતું એટલામાં ચીનના શાહે સલાહ કરી એના બંદરો સાથે વેપાર ચલાવવાને પરવાનગી આપી. કંતાનપર ઘેરો નાંખતી વેળા ત્યાંનો હાકેમ કેદ પકડાયો હતો. એને કલકત્તે લાવવામાં આવ્યો હતો; જયાં તે થોડા વખતમાં મરી ગયો. ઇરાન ઉપરની ચઢાઈનો અંત આવ્યાને ઝાઝા દીવશ નહીં ગયા અને વળી ચીન શાથની લડાઇ જારી હતી એટલામાં હિંદુસ્તાનમાં અંગ્રેજો સામે એક મોટો બળવો ઉઠયો. ૧૮૫૭નું વરસ અંગ્રેજોને આ દેશના રાજ્યમાં બહુ ખેદકારક થઇ પડયું. લોર્ડ દેલ્હૌજીએ દેશી રાજ્ય અંગ્રેજી રાજ સાથે ભેળી નાંખવાથી વાવ્યકોણના પ્રાંતમાં થોડી મુદતથી બેદીલી ચાલતી હતી; અને અં-ગ્રેજો હિંદુ તથા મુશલમાનને વટલાવી ખ્રીસ્તી કરવાનો વિચાર રાખે છે, એવી ખોટી અફવાની ચીંગારી ધીમે ધીમે હિંદુસ્તાનના બીજા ભાગોમાં પથરાઇ હતી. એવામાં ઇંગ્લાંડથી આવેલા બંદુકમાં ભરવાની નવી ટોટીઓને ગાયની તથા ડુકરની ચરબી લગાડેલી છે એવી વાત ફેલાવાથી બંગાળાનું લશ્કર ફરી

બંડે આ ઉપરથી જ્યારે તેમની સામે સખત ઉપાય લેવામાં આવ્યા ત્યારે બંડનો ભભુકો એકદમ સળગી ઉઠયો અને સેહેજવારમાં ચોતરફ ફરી વળ્યો. દિલ્હીનો ઘરડો બાદશાહ શાહઆલમ જે શાંત રીતે અંગ્રેજ સરકારના તાબામાં રહી સુખ ભોગવતો હતો તે પણ આમાં શામેલ થયો. વળી બાજીરાવના દત્તક નાના સાહેબ ને તેના બાપની નેમણુંક મળતી બંધ થઈ હતી ત્યારથી તેના દીલમાં વેરની ધુણી ધુમાયા કરતી હતી તેથી તેણે આ વખતે ક્રુરપણું કરવામાં બાકી રાખ્યું નહી; અંગ્રેજ મરદોને તેમજ સ્ત્રી અને બચ્ચાંને નિર્દયપણે મારી નાંખ્યાં. થોડા દીવસ સુધી એઓએ ઘણું જોર માર્યું; પણ જ્યારે અંગ્રેજી લશ્કર ચોમેરથી ફરી વળ્યું, ત્યારે તેઓના હથીઆર સામે તેમનાથી ટકી શકાયું નહીં અને થોડા વખતમાં પાછી શમાધાની થઇ. આ બળવાથી મોટો ફેરફાર એ થયો કે ઇસ્ટ ઇંડીઆ કંપનીના હાથમાંથી રાજ લઈ માહારાણીએ પોતે સર્વસત્તા પોતાના હાથમાં લીધી. એ ૧૮૬૧ માં ઇંગ્લાંડ ગયો ને એની પછી લોર્ડ એલજીન ઠર્યો.



# પ્રકરણ ૧૩ મું.

## પેશવા.

બાળાજી વીશ્વનાથ.............. ૧૭૧૪—૧૭૨૦
બાજીરાવ પેહેલો................ ૧૭૨૦—૧૭૪૦
બાળાજી બાજીરાવ............. ૧૭૪૦—૧૭૬૧
માધવરાવ........... ....... .. ૧૭૬૧—૧૭૭૨
નારાયણરાવ.................... ૧૭૭૨—૧૭૭૩
માધવરાવ નારાયણ............. ૧૭૭૩—૧૭૯૫
બાજીરાવ બીજો................ ૧૭૯૫—૧૮૧૮

## રાજાઓની વંશાવળી.

### ધિઝની વંશ ૧૦૦૧—૧૧૭૬

મહમદ ધિઝની.................. ૧૦૦૧—૩૦
મહમદ બીજો(સાત મહીના રાજ્યકર્યું) ૧૦૩૦—૩૦
મસાઊદ પેહેલો................ ૧૦૩૦—૩૯
મહમદ બીજો (ફરીથી) ......... ૧૦૩૯—૪૦
માદુદ.......................... ૧૦૪૦—૪૮
મસાઊદ બીજો...... ....... }
અબુલહશન [illegible]............ } ૧૦૪૮—૪૮
[illegible]...... ........... ૧૦૪૮—૫૨

| | |
|---|---|
| તોગ્રાલ............................. | ૧૦૫૨—૫૨ |
| ફીરોકઝાડ ........................... | ૧૦૫૨—૫૯ |
| સુલતાન ઇબ્રાહીમ..................... | ૧૦૫૯—૯૯ |
| મસાઊદ ત્રીજો........................ | ૧૦૯૯—૯૯ |
| શીરઝાડ.............................. | ૧૧૧૪—૧૫ |
| આર્સલાન............................. | ૧૧૧૫—૧૮ |
| બેરામ............................... | ૧૧૧૮—૫૩ |
| ખુશરૂ............................... | ૧૧૫૩—૬૦ |
| ખુશરૂ મલેક.......................... | ૧૧૬૦—૭૬ |

## ઘોર વંશ ૧૧૭૬—૧૨૦૬

| | |
|---|---|
| શહાબુદ્દીન ઘોરી...................... | ૧૧૭૬—૧૨૦૬ |

## ગુલામી વંશ ૧૨૦૬—૮૮

| | |
|---|---|
| કુતબુદ્દીન ............................ | ૧૨૦૬—૧૦ |
| આરામ............................... | ૧૨૧૦—૧૧ |
| અલ્તમસ............................. | ૧૨૧૧—૩૬ |
| રૂકનુદ્દીન............................. | ૧૨૩૬—૩૬ |
| રજીઆ બેગમ.......................... | ૧૨૩૬—૩૯ |
| બેરામ ............................... | ૧૨૩૯—૪૧ |
| મસાઊદ ચોથો.......................... | ૧૨૪૧—૪૪ |
| નાસરૂદ્દીન મહમદ..................... | ૧૨૪૪—૬૬ |
| ગ્યાસુદ્દીન બુલબુન.................... | ૧૨૬૬—૮૬ |
| કૈકુબાદ.............................. | ૧૨૮૬—૮૮ |

## ખીલજી વંશ ૧૨૮૮ ૧૩૨૧

ખીલજી જલાલુદ્દીન............ ૧૨૮૮—૯૬
અલાઉદ્દીન .................... ૧૨૯૬—૧૩૧૭
મલેક કાફુર.................... ૧૩૧૭—૧૭
મુબારક........................ ૧૩૧૭—૨૧

## તઘલખ વંશ—૧૩૨૧—૯૮

ગાજીખાં તઘલખ............... ૧૩૨૧—૨૫
મહમદ તઘલખ................. ૧૩૨૫—૫૧
ફીરોજશાહ.................... ૧૩૫૧—૮૮
ગ્યાસુદ્દીન તઘલખ............. ૧૩૮૮—૮૯
અબુબકર...................... ૧૩૮૯—૯૧
મહમદશાહ.................... ૧૩૯૧—૯૩
શીકંદરશાહ.................... ૧૩૯૩—૯૪
નાસરૂદ્દીન તઘલખ............. ૧૩૯૪—૯૮

## સૈયદ વંશ ૧૪૧૪—૧૪૪૬

સૈયદ ખીજરખાં............... ૧૪૧૪—૨૧
સૈયદ મુબારક................. ૧૪૨૧—૩૪
સૈયદ મહમદ.................. ૧૪૩૪—૪૪
સૈયદ અલાઉદ્દીન.............. ૧૪૪૪—૪૬

## લોદી વંશ ૧૪૪૬—૧૫૨૬

બહલુલ લોદી.................. ૧૪૪૬—૮૮
સીકંદર લોદી.................. ૧૪૮૮—૧૫૧૮
ઇબ્રાહીમ લોદી................. ૧૫૧૮—૨૬.

## મોગલ વંશ ૧૫૨૬—૧૫૪૦—૧૫૫૫—૧૮૫૭

બાબર ........................ ૧૫૨૬—૩૦

હુમાયું.................... ૧૫૩૦—૪૦ને૧૫૫૫—૫૬

## અફગાન વંશ ૧૫૪૦—૫૫

શીરશાહ........................ ૧૫૪૦—૪૫

સલીમશાહ........................ ૧૫૪૫—૫૩

ફીરોઝ........................ ૧૫૫૩—૫૩

મહમદ આદીલશાહ. ............ ૧૫૫૩—૫૫

ઇબ્રાહીમ સૂર.................. ૧૫૫૫—૫૫

## મોગલ વંશ ૧૫૫૫—૧૮૫૭

અકબર........................ ૧૫૫૬—૧૬૦૫

જાંહાંગીર ...................... ૧૬૦૫—૨૭

શાહજાહાંન ................... ૧૬૨૭—૫૮

ઔરંગજેબ અથવા આલમગીર પેહલો૧૬૫૮—૧૭૦૭

શાહઆલમ પેહેલો.............. ૧૭૦૭—૧૨

જાંહાંદાર શાહ.................. ૧૭૧૨—૧૩

ફરૂકશીર ....................... ૧૭૧૩—૧૯

રફીયદ દારજાત.................. ૧૭૧૯—૧૯

રફીયદ દાઉલા.................. ૧૭૧૯—૧૯

મહમદ શાહ ................... ૧૭૧૯—૪૮

અમદ શાહ...................... ૧૭૪૮—૫૪

આલમગીર બીજો.............. ૧૭૫૪—૫૯

શાહ આલમ બીજો............ ૧૭૫૯—૧૮૦૬
અકબર બીજો.................. ૧૮૦૬—૩૭
મહમદ બાહદર.................. ૧૮૩૭—૫૭

---

# હિંદુસ્તાનના ઇતિહાસમાં સાલવાર બનેલા બનાવો.

૧૦૦૧ સુલતાન મહમદની પેહેલી સ્વારી.
૧૦૦૪ સુલતાન મહમદની બીજી સ્વારી.
૧૦૦૫ સુલતાન મહમદની ત્રીજી સ્વારી.
૧૦૦૮ સુલતાન મહમદની ચોથી સ્વારી.
૧૦૧૦ સુલતાન મહમદની પાંચમી સ્વારી.
૧૦૧૧ સુલતાન મહમદની છઠ્ઠી સ્વારી.
૧૦૧૪ સુલતાન મહમદની સાતમી સ્વારી.
૧૦૧૫ સુલતાન મહમદની આઠમી સ્વારી.
૧૦૧૭ સુલતાન મહમદની નવમી સ્વારી.
૧૦૨૨ સુલતાન મહમદની દસમી સ્વારી.
૧૦૨૩ સુલતાન મહમદની અગીયારમી સ્વારી.
૧૦૨૪ સુલતાન મહમદની બારમી સ્વારી.
૧૧૯૧ પાનીપતની લડાઇ. મહમદ શાહબુદીન અજમેરના રાજા પૃથુરાજથી હાર્યો.
૧૧૯૩ થાનેશ્વરની લડાઇ. પૃથુરાજ શાહબુદીનના હાથે માર્યો ગયો.

૧૧૯૪ શાહબુદીને દિલ્હી સર કર્યું. કુતબુદ્દીન ત્યાંનો સુબો કર્યો.
૧૨૧૭ તાતાર જાતનો સરદાર જંઘીસખાંએ દિલ્લીપર સ્વારીકરી
૧૩૦૩ અલાઉદ્દીને ચીતોડ સર કર્યું.
૧૩૧૧ અલાઉદ્દીને ૧૫૦૦૦ મોગલોને મારી નંખાવ્યા.
૧૩૯૮ મોગલ લોકનો સરદાર તૈમુર દિલ્હી ઉજડ કરીપાછો ફર્યો
૧૪૮૨ બાબરનો જન્મ થયો.
૧૪૮૭ બાર્થોલોમ્યુ ડિયાઝ નામના વહાણવટીએ કેપ આવ ગુડ હોપને માર્ગે હિંદુસ્તાન ભણી આવવાનો રસ્તો શોધી કાઢયો.
૧૪૯૮ વાસ્કોડીગામા મલબાર કિનારાપર કાલીકટ આગળ આવી પોહોંચ્યો.
૧૫૦૦ કાબ્રાલ કાલીકટ આવી પોહોંચ્યો. એણે બ્રાઝીલનો શોધ કર્યો.
૧૫૦૧ વાસ્કોડીગામા બીજીવાર હિંદુસ્તાન આવ્યો.
૧૫૦૫ ફ્રાન્સીસકો આલ્મેડા હિંદુસ્તાન માંહેલા પોર્ટુગીજ સંસ્થાનોનો પેહેલો સુબો ઠર્યો.
૧૫૧૦ આલફાન્સો આલબુકર્ક સુબો ઠર્યો. એણે ગોવા હાથ કર્યું.
૧૫૧૧ આલ્ફાન્સોએ મલાક્કા જીતી લીધું.
૧૫૧૩ આલ્ફાન્સોએ ઓરમઝનો બેટ જીતી લીધો.
૧૫૧૫ આલફાન્સો મરણ પામ્યો.
૧૫૨૬ પાનીપત આગળ લડાઇ. ઇબ્રાહીમ લોદી બાબરને હાથે માર્યો ગયો.
૧૫૨૭ સીખરીની લડાઇ. બાબરે મેવાડના રાજા સંગની સરદારી તળે રજપુતોને હરાવ્યા.

૧૫૨૮ બાબરે ચંદેરીના કિલ્લાપર ઘેરો ઘાલ્યો.
૧૫૩૪ હુમાયુંએ ગુજરાત જીતી લીધું.
૧૫૩૫ ,, ચાંપાનેરનો કિલ્લો કબજે કરી લીધો.
૧૫૩૯ પટણા અને બનારસ વચ્ચે શીરશાહે હુમાયુને ઘેરી લીધો.
૧૫૪૦ કનોજની લડાઇ. શીરશાહ હુમાયુંને હરાવી દિલ્હીનો શેહેનશાહ થયો.
૧૫૪૩ અમરકોટ આગળ અકબરનો જન્મ થયો.
૧૫૪૪ હુમાયુંએ ઇરાન જઇ ત્યાંના બાદશાહ તમસપનો આશરો મેળવ્યો.
૧૫૪૪ શીરશાહે મારવાડની અ[illegible] [illegible]ઝોન નામનો કિલ્લો જીતી લીધો.
૧૫૪૭ હુમાયુંએ તેના ભાઇ કામરાનના હાથમાંથી કાબુલ ને કંદહાર જીતી લીધા.
૧૫૫૩ હુમાયુંએ તેના ભાઇ કામરાનની આંખો ફોડાવી નંખાવી.
૧૫૬૦ અકબરે બેરામખાંના હાથમાંથી રાજની સત્તા લીધી.
૧૫૬૧ બેરામખાંએ અકબર સામે બળવો કીધો પણ હાર્યો.
૧૫૬૮ અકબરે રાણા ઊદેશીંગના હાથમાંથી ચીતોડ જીતી લીધું.
૧૫૭૩ ,, ગુજરાતનું રાજ પોતાના સ્વાધીન કીધું.
૧૫૮૬ ,, કાશ્મિર જીતી લીધું.
૧૫૯૨ ,, સિંધ જીતી લીધું.
૧૫૯૩ ,, ગુજરાતમાં સમાધાની કીધી.
૧૫૯૪ ,, કંદહાર પાછું હાથ કર્યું
૧૫૯૫ ,, તેના છોકરા મોરાદ અને તેના વજીરના છોકરા મીરજાખાંને અહમદનગરમાં લશ્કર આપી મોકલ્યા.

૧૫૯૯ અહમદનગરની રાણી ચાંદબીબી મરણ પામી.

૧૬૦૦ અકબરે અહમદનગર જીતી લીધું.

,, અકબરના વડા છોકરા સલીમે તેના બાપની સામે બંડ કર્યું.

,, ઇંગ્લાંડની રાણી ઇલીઝાબેથના વખતમાં હિંદુસ્તાન સાથનો વેપાર કરવાને અર્થે ઇસ્ટ ઇંડીઆ કંપની નામની એક ટોળી ઊભી થઇ.

,, વલંદા લોકોએ હિંદુસ્તાન ભણી પેહલ વેહેલો કાફલો મોકલ્યો.

૧૬૦૧ અકબરે ખાનદેશ જીતી લીધું ને પોતાના છોકરા દાનિઆલને ત્યાંનો સુબો કર્યો.

૧૬૦૨ અકબરનો મિત્ર તથા તેનો વજીર અબુલફાજલ ગ્વાલીયર તરફ મોર્યો ગયો.

૧૬૦૬ સલીમનો વડો છોકરો ખુશરૂ તેના બાપની સામે લડ્યો.

૧૬૦૭ ઇસ્ટ ઇંડીઆ કંપની તરફથી કપતાન વિલિયમ હોકીન્સ જાંહાંગીરના દરબારમાં આવ્યો.

૧૬૧૧ જાંહાંગીર નુરજાંહાં નામની એક ખુબસુરત ઓરત સાથે પરણ્યો.

૧૬૧૨ અંગ્રેજોએ સુરત, અમદાવાદ અને ખંભાતમાં પેહેલ વેહેલી કોઠી સ્થાપી.

૧૬૧૫ ઇંગ્લાંડના રાજા પેહેલા જેમ્સ તરફથી સર ટી રો નામનો એલચી જાંહાંગીરની દરબારમાં આવ્યો.

૧૬૧૭ જાંહાંગીરના છોકરા શાંહાંજાએ અહમદનગર પાછું હાથ કર્યું.

૧૬૨૧ જહાંગીરના વડા છોકરા ખુશરૂને તેના ભાઇ શાંહાંજા એ મારી નંખાવ્યો.

„ વલંદા લોકોએ અઢાર અંગ્રેજોને એમબોએનાના ટાપુમાં મારી નાંખ્યા.

૧૬૨૪ શાંહાંજાએ સલીમ સામે હુમલો કરી બંગાળા અને બાહાર લઇ લીધાં.

૧૬૨૬ મોબતખાં નામના સરદારે સલીમને કેદ કરી લીધો. એજ વર્ષમાં એનો છુટકો નુરજાંહાંથી થયો હતો.

„ સલીમનો છોકરો પારવીઝ મરણ પામ્યો.

૧૬૨૭ શીવાજીનો સ્યુનરીના કિલામાં જન્મ થયો.

૧૬૩૭ અલી મુરદનખાંએ કંદહારનું રાજ શાહજાંહાંને સોપ્યું.

૧૬૩૯ અંગ્રેજોએ મદ્રાસમાં એક કિલ્લો બાંધ્યો.

૧૬૪૬ શીવાજીએ તોર્નીઆ નામની ટેકરી જીતી લીધી.

૧૬૫૭ શાહજાંહાં માંદો પડ્યો.

૧૬૫૭ દારાના છોકરાએ સુજાને હરાવ્યો.

૧૬૫૮ ઔરંગજેબે જેશવંતસીંગ પર ફતેહ મેળવી.

„ „ અને મોરાદે દારાપર ફતેહ મેળવી.

„ „ તેના બાપ શાહજાહાં અને મોરાદને કેદ કીધા.

૧૬૫૯ ઔરંગજેબે તેના ભાઇ સુજાપર ફતેહ મેળવી.

„ શીવાજીએ અફજલખાંને દગાથી મારી નાંખી તેના લશકરપર ફતેહ મેળવી.

„ ઔરંગજેબે તેના ભાઇ દારાને મારી નાંખ્યો; અને પોતાના છોકરા સુલતાન મહમદને કેદ કીધો.

૧૬૬૦ સુજા આગરાકાન આગળ મરણ પામ્યો.

૧૬૬૨. મુંબઈનો બેટ બીજા ચાર્લ્સ રાજાને કેથેરાઇનની પેહે-
રામણીમાં મળ્યો. ઇ. સ. ૧૬૬૮માં ઇસ્ટ ઇંડીયા
કંપની તરફથી દર વર્ષે દશ પોંડ લેવા કરી તેમના ઉ-
પયોગને માટે ચાર્લ્સે આપ્યો હતો.

૧૬૬૩ શીવાજીએ સુરત લૂટ્યું.

૧૬૬૫ રેયર આગળ શીવાજી મરાઠાનો રાજા ઠર્યો.

,, મોગલ લોકે શીવાજીને અંબર આગળ હરાવ્યો.

૧૬૬૮ શીવાજીએ વિજાપૂર અને ગોવળકાંડાના રાજા પાસે-
થી ખંડણી લેવા માંડી.

૧૬૭૩ વલંદા લોકો પાસેથી અંગ્રેજોને સેન્ટ હેલિનાનો બે-
ટ મળ્યો.

૧૬૭૪ માર્ટિન નામના ફ્રેન્ચ સરદારે પોંડીચરીનું શેહેર વ-
સાવ્યું.

૧૬૭૬ ઔરંગજેબે જજીઆ નામનો વેરો રજપૂતો પાસેથી
લેવા માંડ્યો.

૧૬૮૦ શીવાજી મરણ પામ્યો.

૧૬૮૯ શીવાજીના છોકરા સંભાજીને ઔરંગજેબે મારી નંખાવ્યો

૧૬૯૦ ઔરંગજેબે રેયરનો કિલ્લો લઇ લીધો.

૧૬૯૧ અંગ્રેજોએ ટગણાપટમમાં ફોર્ટ સેન્ટ ડેવીડ નામનો
કિલ્લો બાંધ્યો.

૧૭૦૦ અંગ્રેજોએ ફૉર્ટ વિલિયમ બાંધ્યો.

૧૭૦૧ વિલિયમ નૉરીસ નામનો અંગ્રેજી એલચી ઔરંગ-
જેબની દરબારમાં આવ્યો.

૧૭૦૭ ઔરંગઝેબ અહમદનગરમાં મરણ પામ્યો.

૧૭૦૮ વેપાર કરનારી અંગ્રેજી ટોળી જોડાઇ ગઇ અને તેનું નામ "યુનાઇટેડ ઇસ્ટ ઇંડિઆ કંપની રાખ્યું"

૧૭૩૮ ઇરાનના બાદશાહ નાદીરશાહ દિલ્હીપર ચઢી આવ્યો.

૧૭૪૦ આમ્બુરની લડાઇ. દોસ્તઅલી માર્યો ગયો.

૧૭૪૧ ચંદા સાહેબ મરાઠાના હાથમાં સતારાના કિલ્લામાં કેદ પકડાયો.

૧૭૪૨ ડુપ્લી પોંડીચરીનો હાકેમ થયો.

૧૭૪૬ લાબોર્ડોનીએ મદ્રાસ જીતી લીધું.

,, ડુપ્લીએ ફોર્ટ સેન્ટ ડેવીડપર હુમલો કર્યો પણ તેને પાછું હઠવું પડયું.

૧૭૪૮ ડુપ્લીએ ૭૦૦૦૦૦ રૂપીયા મોરારીરાવને આપી ચંદા સાહેબને છોડયો.

૧૭૪૯ તાંજોરના રાજા સાહુજીને તેના ભાઇ પ્રતાપસીંગે ગાદી પરથી ઊઠાડી મૂકી પોતે બેઠો. અંગ્રેજોને ડેવીકોટા નો કિલ્લો મળ્યો.

૧૭૫૦ હૈદ્રાબાદ અને આર્કોટની ગાદી માટે વાંધા ઊઠયા. હૈદ્રાબાદ અને આર્કોટના ખરા રાજા નાઝીરજંગ અને અનવારૂદીન બન્ને માર્યા ગયા અને તેમને બદલે મીરઝાફરજંગ હૈદ્રાબાદનો અને ચંદા સાહેબ આર્કોટનો નવાબ ઠર્યા.

૧૭૫૧ કલાઇવે કર્નાટકની રાજધાની આર્કોટપર ઘેરો ઘાલ્યો.

,, આર્નીની લડાઇ. કલાઇવે ચંદા સાહેબના છોકરા રાજા સાહેબને હરાવ્યો; ને અનવારૂદીનના છોકરા મહમદઅલીને આર્કોટનો નવાબ ઠેરવ્યો.

૧૭૫૨ ચંદા સાહેબ માર્યો ગયો.
ક્લાઇવે ટ્રિચિનોપોલીપર ઘેરો ઘાલ્યો અને કોવલાંગ તથા ચીંગલપટના કિલ્લા લઇ લીધા.

૧૭૫૩ કલાઇવ પેહેલીવાર ઇંગ્લાંડ ગયો.

૧૭૫૪ ડુપ્લીને ફ્રાન્સ બોલાવી લીધો અને ગોડયુ તેની જગ્યાએ ર્યો.

૧૭૫૬ કલાઇવે મરાઠાનો ઘેરીઆનો કિલ્લો લઇ લીધો.

,, સૂરાજા દઉલાએ ફોર્ટ વિલિયમ લઇ લીધો અને ૧૪૬ અંગ્રેજ કેદીને અઢાર ફૂટ લાંબી ને ૧૪ ફૂટ પોહોળી એક નાની ઓરડીમાં ઘાલ્યાં.

,, કપ્ટાન કાલીયદે ફ્રેન્ચ લોકોને ટ્રિચિનોપોલીમાંથી હાંકી કાઢયા.

૧૭૫૭ પ્લાસીની લડાઇ. કલાઇવે સુરાજા દઉલાને હરાવી, તેના સરદાર મીરજાફરને નવાબ કર્યો.

,, મીરજાફરના છોકરા મીરેને સુરાજા દઉલાને મારી નંખાવ્યો.

,, કલાઇવ અને મેજર લોરન્સે ચંદ્રનગર લઇ લીધું.

૧૭૫૮ શાહઆલમ અને સુજા દઉલાએ પટણાપર હુમલો કીધો.

,, કાઉન્ટ ડી લાલીએ ફોર્ટ સેન્ટ ડેવીડ લઇ લીધું.

,, કાઉન્ટ ડી લાલીએ અને બુશીએ ફોરટ સેન્ટ જાર્જ પર હુમલો કર્યો.

,, કોનડોરની લડાઇ કરનલ ફોર્ડે ફ્રેન્ચોને હરાવ્યા; અને મછલીપટમ લઇ લીધું.

૧૭૫૯ અંગ્રેજોએ વાનડીવાશના કિલ્લાપર ઘેરો ઘાલ્યો.

૧૭૫૯ ક્લાઇવ અને કરનલ ફોર્ડે વલંદા લોકો જેઓ મીરજાફરને મદદ આપવા આવ્યા હતા તેમને હાંકી કાઢયા.

૧૭૬૦ વોનડીવાશની લડાઇ: લાલી અંગ્રેજોથી હારી ગયો અને બુશી કેદ પકડાયો.

,, ક્લાઇવ બીજીવાર ઇંગ્લાંડ ગયો; જ્યારે મીરજાફરને ઉઠાડી મુકી તેના જમાઇ મીર કાસીમને નવાબ ઠેરવ્યો હતો.

,, અંગ્રેજોએ પોંડીચરી, ડીએંગર અને ગીનજી તાબે કર્યાં.

૧૭૬૩ ઘેરીઆની લડાઇ. અંગ્રેજોએ મીર કાસીમને હરાવ્યો, તેનું મોંગીર શેહેર લઇ લીધું; અને પાછો મીર જાફરને નવાબ કર્યો.

,, મીરકાશીમે પટણામાંના અંગ્રેજોને મારી નંખાવ્યા.

૧૭૬૪ અંગ્રેજોએ પટણા, બક્ષર અને કોરાહ આગળ મીર કાસીમ, શાહઆલમ અને સુજા દઉલાને હરાવ્યા.

,, ડુપ્લી મરણ પામ્યો.

૧૭૬૫ ક્લાઇવ છેલ્લીવાર હિંદુસ્તાન પાછો આવ્યો અને કેટલાક સુધારા કર્યા.

,, મીરજાફર મરણ પામ્યો.

૧૭૬૭ ક્લાઇવ હિંદુસ્તાન છોડી ઇંગ્લાંડ ગયો.

,, ચંગામાં અને ત્રીનોમાલીની લડાઇ. કરનલ સ્મીથે હૈદરને હાંકી કાઢયો.

૧૭૬૮ કપ્તાન કાલવર્ટે એમ્બુરના કિલ્લામાંથી હૈદરને હાંકી કાઢયો.

૧૭૬૯ અંગ્રેજ અને હૈદર વચ્ચે સલાહ થઇ.

૧૭૭૨ વોરન હેસ્ટીંગ્સ બંગાળાનો ગવરનર ઠર્યો.
૧૭૭૩ વોરન હેસ્ટીંગ્સે "રેગ્યુલેટીંગ આકટ" નામનો ધારાનો ખરડો બાહાર કાઢયો.
૧૭૭૪ કરનલ ચામ્પીઅને રોહીલા લોકોની સામે સુજા દઉલાને મદદ કરી.
,, નંદકુમારને ખોટી સહી કરવાના વાંક માટે ફાંશી દીધો.
૧૭૭૬ અંગ્રેજ અને મરાઠા વચે પુરંધર આગળ સલાહ થઇ.
૧૭૮૦ પોહામે મરાઠા પાસથી ગ્વાલીયર કબજે કરી લીધું.
,, કરનલ ગોડાર્ડે અમદાવાદ જીતી લીધું.
,, પીરંબાકમની લડાઈ. હૈદરના છોકરા ટીપુએ કરનલ બેલીને હરાવ્યો.
૧૭૮૧ પોર્ટોનોવો, પોલીલોર અને સોલીંગરની લડાઇ. સર આયરકુટે હૈદરને હરાવ્યો.
,, અંગ્રેજોએ વલંદા લોકના સદ્રાસ, પુલીકટ અને નિગાપટમના શેહેરો લઇ લીધાં.
૧૭૮૨ અંગ્રેજ અને મરાઠા વચે સાલબી આગળ સલાહ થઇ.
,, તાંનજોરની લડાઇ. ટીપુએ કરનલ બ્રાથવેટને હરાવ્યો.
,, પનીઆનીની લડાઈ. મેજર એબીંગટને હૈદરને હરાવ્યો.
,, હૈદર ચીતોડ આગળ મરણ પામ્યો.
૧૭૮૩ સર આયરકુટ મદ્રાસમાં મરણ પામ્યો.
,, ટીપુએ બેદનોરનો કિલ્લો જીતી લીધો.
૧૭૮૪ અંગ્રેજ અને ટીપુ વચ્ચે માંગલોર આગળ સલાહ થઇ
,, બોર્ડ આવ કંટ્રોલ નામની ટોળી પેહેલ વેહેલી ઉભી થઇ
૧૭૮૫ વોરન હેસ્ટીંગ્સની તપાસ શરૂ થઇ.

૧૭૮૯ ટીપુએ ટ્રાવણકોરના રાજાપર ચઢાઇ કીધી.
૧૭૯૧ લોર્ડ કોર્નવોલીસે બાંગલોર અને નુનદીદુર્ગ લઇ લીધાં.
,, એરીકેરાની લડાઈ:—લોર્ડ કોર્નવોલીસે ટીપુને હરાવ્યો.
૧૭૯૨ લોર્ડ કોર્નવોલીસે સીરીંગાપટમને ઘેરો ઘાલ્યો; ટીપુ સાથે સુલાહ થઇ.
૧૭૯૮ લોર્ડ મોર્નિંગટને નિઝામ જોડે ફરીથી સુલાહ કરી.
૧૭૯૯ સીદાસીર, મેલવેલી અને સીરીંગાપટમ આગળ ટીપુએ હાર ખાધી. ટીપુ સીરીંગાપટમ આગળ માર્યો ગયો.
,, મહીસૂરના રાજના ત્રણ ભાગ થયા.
૧૮૦૧ મહોસૂરનો જે ભાગ નીઝામને મળ્યો હતો તે તેણે અંગ્રેજોને પાછો આપ્યો.
,, કર્નાટકનો ઑંગોળથી કેપ કોમોરીન સુધીનો ભાગ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યો.
૧૮૦૩ એસે ને આરગામની લડાઇ:—જનરલ વેલેસલીએ સિંધિયાને હરાવ્યો.
,, દિલ્હી, આગ્રા ને લાસવારીની લડાઇ:—જનરલ લેકે સિંધિયાને હરાવ્યો.
,, જનરલ વેલેસલીએ ગાવીલઘડનો કિલ્લો જીતી લીધો.
,, જનરલ લેકે આલીગરનો કિલ્લો જીતી લીધો.
,, જનરલ લેકે શાહઆલમને મરાઠાના હાથમાંથી છુટો કર્યો.
,, અંગ્રેજોએ સિંધિયા અને વરાડના રાજા જોડે સલાહ કીધી.
૧૮૦૪ દિલ્હી, દીગ અને ફરક્કાબાદની લડાઇમાં હોલ્કર અંગ્રેજોથી હારી ગયો.
,, મુકંદ્રાપાસનો લડાઇ:—હોલ્કરે કર્નલ મરેને હરાવ્યો.

૧૮૦૫ લોર્ડ લેકે દીગનો કિલ્લો જીતી લીધો ને ભરતપૂર પર ઘેરો ઘાલ્યો.

,, લોર્ડ કોર્નવાલીસ ઘાજીપૂર આગળ મરણ પામ્યો.

,, અંગ્રેજોએ ભરતપૂરના રાજા સાથે ને હોલ્કર અને સિંધિયા સાથે સુલાહ કરી.

૧૮૦૬ વેલોરમાં અંગ્રેજો સામે બંડ ઊઠયું.

૧૮૧૪ જનરલ ગીલેસ્પી કલંગા ઉપર હુમલો કરતાં માર્યો ગયો.

૧૮૧૫ આલ્મોરાની લડાઇ:—જનરલ ગાર્ડનરે નેપાળના લોકોને હરાવ્યા.

,, અંગ્રેજોએ નલાગર, મેલુન અને આલ્મોરાના કિલ્લા જીતી લીધાં.

૧૮૧૬ મકવાનપૂરની લડાઇ:—સર દેવીદ ઑકટરલોનીએ નેપાળના રાજાને હરાવ્યો.

,, સર ડેવીડ ઑકટરલોનીએ હરીહારપૂરનો કિલ્લો જીતી લીધો ને નેપાળ જોડે સુલાહ કરી.

,, સર ટોમસ હીસલોપે પીંઢારી લોકોને વીખેરી નાંખ્યા.

,, પેશવા વસાઇના કરાર પ્રમાણે ચાલવા લાગ્યો નહીં; મોન્ટસ્ટુઅર્ટે વધારે સખ્ત સરતોપર પેશવા જોડે ફરીથી સલાહ કરી.

૧૮૧૭ ખડકીની લડાઇ:—મોન્ટસ્ટુઅર્ટે પેશવાને હરાવ્યો.

,, સીતાબુલ્દી હીલ્સ, નાગપૂર ને જબલપૂર આગળ અંગ્રેજોએ આપા સાહેબને હરાવ્યો.

,, મહીદપૂરની લડાઇ:—સર ટોમસ હીસલોપે હોલ્કરના સરસુબાને હરાવ્યા.

૧૮૧૭ અંગ્રેજ અને હોલ્કરના સરસુબા સાથે મંદેસર આ-
ગળ સલાહ થઇ.

૧૮૧૮ કોરગામની લડાઇ:—કપટાન સ્તોન્ટને પેશવાને હરાવ્યો.
પેશવા સર જૉન માલ્કમને શરણ થયો.

૧૮૧૯ અંગ્રેજોએ આસીરગઢના કિલ્લાપર ઘેરો નાંખ્યો. આ
પા શાહેબ શરણ થયો.

૧૮૨૪ અંગ્રેજોએ રંગુન, કીમેડાઇન, દોનાબ્યુ, અને પ્રોમ
જીતી લઇ લીધાં.

૧૮૨૫ અંગ્રેજોએ મારટાબાન, આરાકાન, તીનાસરીમ અને
મેલુન લઇ લીધાં.

૧૮૨૬ પ્રોમ અને પેઘામની લડાઇ:—સર આર્ચીબાલ્ડ કેમ્પ
બેલે બરમી લોકોને હરાવ્યા.

,, દુરજનસાલે બળવંતસીંગ નામના ખરા વારસને ભ-
રતપુરની ગાદી પરથી હાંકી કાઢયો.

,, લોર્ડ કામ્બરમીયરે ભરતપુર જીતી લીધું.

૧૮૩૧ અફગાનીસ્તાનના રાજા શાહશુજાને તેના ભાઇ મહમ
દે ગાદીપરથી હાંકી કાઢયો.

૧૮૩૩ લોર્ડ વિલિયમ બેન્ટીકે ચીન અને હિંદુસ્તાન સાથનો
વેપાર સર્વેને માટે ખુલ્લો મુકયો.

૧૮૩૪ કુર્ગ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખવામાં આવ્યું.

૧૮૩૮ દોસ્તમહમદે મહમદના હાથમાંથી ગાદી છીનવી લીધી.

,, અંગ્રેજ, શાહશુજા, અને લાહોરના રાજા રણજીતસીંગ
વચે સંપ થયો.

,, અંગ્રેજોએ કરાંચી તાબે કીધું.

૧૮૩૯ અંગ્રેજોએ દોસ્ત મહમદને ઉઠાડી મુકી શાહશુજાને પાછો ગાદીપર બેસાડયો.

,, પરવાનની લડાઇઃ—સર રોબર્ટ સેલ દોસ્ત મહમદને હરાવ્યો.

,, દોસ્ત મહમદ મેકનાગ્ટનને શરણ થયો. એને લુધ્યાનામાં કેદ રાખ્યો હતો.

,, સતારાના રાજા પ્રતાપસીંગને ઉઠાડી મુકી અંગ્રેજોએ તેના ભાઈ આપા સાહેબને નિમ્યો.

૧૮૪૦ દોસ્ત મહમદના છોકરા અકબરખાંએ કાબુલમાં અંગ્રેજો સામે બળવો કર્યો, ને મેકનાગ્ટન, એલેકઝાન્ડર બર્નિસ વગેરે માર્યા ગયા.

૧૮૪૨ તીઝીનખાસની લડાઇઃ—સર રોબર્ટ સેલ અને પોલૉકે અકબરખાને હરાવ્યો.

,, નોગી ને નાહદનની લડાઇઃ—કપ્તાન નોટે સમસુદ્દીન ખાંને હરાવ્યો.

૧૮૪૩ મીઆની ને હૈદ્રાબાદની લડાઇઃ—સર ચાર્લસ નેપિયરે સિંધના લોકોને હરાવ્યા.

,, સિંધ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યુ, ને સર ચાર્લિસ નેપિયર તેનો પેહેલો કમીશનર હયો.

,, મહારાજપૂરની લડાઇઃ—સર હ્યુ ગોગે મરાઠાને હરાવ્યા

,, પનેરની લડાઇઃ—જનરલ ગ્રેએ મરાઠાને હરાવ્યા.

૧૮૪૫ મુડકી ને ફીરોજશાહની લડાઇઃ—સર હ્યુ ગોગે શીખ લોકોને હરાવ્યા. સર રોબર્ટ સેલ મુડકી આગળ માર્યો ગયો.

૧૮૪૬ અલીવાલ ને સોબ્રેઓનની લડાઇ:—સર હેરી સ્મીથે શીખ લોકોને હરાવ્યા.

૧૮૪૮ મુલતાનમાં અંગ્રેજો સામે બંડ ઉઠયું. વાન્સ આગ્ન્યુ અને મી૦ આન્ડરસન માર્યા ગયા.

,, સદુસમની લડાઇ:—મી૦ એડવર્ડીસ અને કોર્ટલેન્ડે લાલા મુળરાજને હરાવ્યો.

,, જનરલ ઉવીશ મુલતાનપર ઘેરો નાંખ્યો; પણ તેને ઉચકી લેવા પડયો.

,, રામનગર અને ચીલીયનવાલાની લડાઇ:—સર હ્યુ ગોગે શીખ લોકોપર ફતેહ મેળવી.

૧૮૪૯ જનરલ ઉવીશ મુલતાન તાબે કર્યું. લાલા મુળરાજ શરણ થયો.

,, ગુજરાતની લડાઇ:—લોર્ડ ગોગે શેહેરસીંગને હરાવ્યો પંજાબ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યુ.

૧૮૫૧ સર ચાર્લ્સ નેપિયર અંગ્રેજી લશ્કરનો સેનાપતિ થયો.

૧૮૫૨ પેગુ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યું.

૧૮૫૪ નાગપોરનું રાજ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યુ.

૧૮૫૬ અયોધ્યાનું રાજ અંગ્રેજી રાજ સાથે જોડી નાંખ્યુ.

૧૮૫૭ કાનપોરમાં અને બીજી જગાએ અંગ્રેજો સામે બળવો કરવામાં આવ્યો.

૧૮૫૮ સર હ્યુ રોઝે ગ્વાલીયર જીતી લીધું ને તેના આગલા રાજાને પાછો બેસાડયો.

,, કાનપોરનો બળવો નરમ પડયો અને દરેક ઠેકાણે પાછી સમાધાની ફેલાઇ.

,, ઇસ્ટ ઇંડીયા કંપનીના હાથમાંથી હિંદુસ્તાનનું રાજ જતું રહ્યું;ને માહારાણીને મળ્યું.

---

સમાપ્ત.

# શુદ્ધી પત્રક.

| પાનું. | ઓળ. | અશુધ | શુધ. |
|---|---|---|---|
| ૯ | ૫ | ૧૨૦૬ | ૧૨૧૦ |
| ૩૨ | ૧૦ | ભાઇ | છોકરો. |
| ૩૩ | ૧૫ | મોખતખાં. | નુરજાંહાં. |
| ૩૪ | ૨ | શાહાજાહાંનો. | શાહાજાહાંન નેનો. |
| ૩૬ | ૧૩ | દારાને. | મોરાદને. |
| ૪૪ | ૮ | પેદ્રો, ક્રોવીલ, હેમ. | પેદ્રો ક્રોવીલ હેમ. |
| ૫૬ | ૧૯ | લોએ. | લોકોએ. |
| ૫૭ | ૧ | મદ્રાસ. | સદ્રાસ. |
| ૭૩ | ૧૨ | ૧૭૯૪ | ૧૭૬૪ |
| ૮૦ | ૯ | ટીપુને. | ત્રાવણકોરના રાજાને. |
| ૮૧ | ૧૦ | દુર્ગ | કુર્ગ. |
| ૮૧ | ૧૩ | ૧૮૯૯ | ૧૭૯૯ |
| ૮૯ | ૨ | ૧૮૯૩ | ૧૮૦૩ |
| ૧૦૧ | ૧૫ | સેટકાલફી. | મેટકાલફી. |
| ૧૨૦ | ૧૯ | સીરદાર ખાંસીગે. | શેરસીંગે. |
| ૧૩૧ | ૯ | થથીયાર. | હથીયાર. |
| ૧૩૩ | ૪ | તાળીખે. | તારીખે. |
| ૧૩૬ | ૫ | ૧૭૬૭ | ૧૭૬૯ |
| ,, | ૧૯ | મદ્રાસ. | સદ્રાસ. |
| ૧૩૭ | ૧૭ | ૧૭૯૮ | ૧૭૮૮ |
| ૧૫૬ | ૬ | ૧૮૩૨ | ૧૮૪૨ |